ૐ

# જાતને સંબોધન

પ્રિય! શાને મુંઝાય છે? તારું કોઈ નથી એમ સમજે છે? ને એમ હોય તો તું ભીંત ભૂલે છે દુનિયામાં તારું ભલે કોઈ ન હો ભલે સૌ સ્વાર્થનાં સગાં કે સંબંધી હો પણ દુનિયા જેની છે તેનો તો તું છે ને? જાણે છે તારા અવિજ્ઞાત સખાને? એ અવિજ્ઞાત સખો–તને પળભર પણ આ મંયાજાળમાં એકલો નથી મૂકતો પળભર પણ તારાથી એ છેટો નથી થતો તું ભલે ન જાણે–તે જાણે છે કે તું તેનો છે તે તારો છે એમ જ્યારે તને સમજાશે ત્યારે તારી મૂંઝવણ સૂર્યકિરણે ધુમ્મસની પેરે ઓગળી જશે એ તને સમજાય એ માટે ગીતાનો બોલ છે અવિજ્ઞાત સખા અદર્શ રહેવાની ટેવ જો છે તેથી મૂંઝાય છે? એ અદ્રશ્ય રહે છે તે તો તેનું તીવ્રતમ ચિન્તન કરાવવાના હેતુથી–તને દુખી કરવાને માટે નહીં! મૂરખ! પ્રિય! નથી સમજાતું એજ દુખ છે ને? સમજાશે ત્યારે તારો શોકાવેગ શાંત થઈ જશે ઉદ્વેગ ટળી જશે મૂંઝારો મરી જશે સ્વસ્થ થા શાન્ત થા એ માટે ગીતાનો ખોળો ખૂંદ

પ્રિયાત્મન્! સંસારની અપારતા અને અગાધતાથી અકળાય છે? રખે અકળાતો યાદ કર જે–कैवर्तक केशवः–છે જો એને કૈવર્તક કરશે તો પગની પાની પણ ન બૂડે એટલો છીછરો એ અગાધ લાગતો સમુદ્ર બની રહેશે એને જો કૈવર્તક નહીં કરશે તો એ છીછરો છતાં અગાધ લાગશે કૈવર્તકની પસંદગી તારા હાથમાં છે તું જાતબળે જ જો તરવા જશે તો બૂડી જઈશ તેના બળે ઝંપલાવશે તો તરી જઈશ છતાં જાતબળ અજમાવી જો જ્યારે થાકે ત્યારે તેને યાદ કરજે સહૃદયતાથી યાદ કરીશ તો તે જ પળે એ સુકાન સંભાળશે ગમે તેમ–તું ખોવાવાનો નથી

પ્રિય! તું સુદુરાચારી છે? તો તો જરાપણ ચિન્તા ન કરીશ તારો ઉદ્ધાર વધુ નજીક છે ફક્ત અનન્યભાવે હવે તેને પોકાર હવે તેનો આશ્રય લે તેના આધારે હવે પછી જીવ અને તને જાતઅનુભવે સમજાશે કે न तद् भक्तो विनश्यति।

પ્રિય! તું પતિત છે? તોય શો ગભરાટ છે? પાપના મેલમાં ખવાવું જો તારો સ્વભાવ છે તો તે મેલમાંથી તને ધોવો એ તેનો સ્વભાવ છે તું તારો સ્વભાવ નહીં તજે તો શું તે તેનો છોડશે? તું પાપ કરતાં થાકશે ને તને ધોતાં નહીં થાકે! એ તો પ્રેમની હારજીતનો પ્રશ્ન છે તેની પ્રેમગંગાના પવિત્ર ઝરણ આગળ તારો પાપનો કાદવ નહીં ટકે. તેનો પ્રેમ પાપરીમાંથી બ્રહ્મર્ષિ જન્માવે છે

વ્હાલા! તું દ્વૈતના ખૂનખાર જંગમાં જખ્મી થયો છે? દ્વૈતબુદ્ધિના આઘાતે હૈયું ગળતું થયું છે? દર્દી થયું છે? તોય રખે તું મૂંઝાતો, નેતો **અદ્વૈતામૃતવર્ષા** છે. દ્વૈતની ઉગ્ર લડાઇથી ગભરાયો હોય, તેમાં હાર્યો જ હોય, તે લડવાની તાકાત જ ન હોય તો તો ખુશીથી હવે તું અદ્વૈતામૃતવર્ષાની ઝડી-તેની ગીતારૂપી અદ્વૈતામૃતવર્ષિણી ઝડીથી ભીંજા. તારા સમસ્ત ઘા રુંઝાઇ જશે. લોહી નિગળતું હૈયું-કળતર પામતું હૈયું-દર્દી હૈયું-એ અમૃતવર્ષાથી શાતા અનુભવશે. એ અમૃતવર્ષાનો અનુભવ લીધા પછી-દધીચિના અસ્થિમાંથી બનેલાં વજ્રથી ઇન્દ્ર જેમ વૃત્રની સામે, તેમ તું દ્વૈતની સામે વિજયી નિવડીશ.

> रागद्वेषतटा विपर्ययजलो हिंसादिनीलोपला
> मोहग्राहवती सुखेन वहनी दुःखेन वेलाकुला ॥
> दुर्दम्येन्द्रियपञ्चघोरमकरा तापत्रयावर्तिनी
> सोत्तीर्णा प्रिय ! योगिभिर्भवनदीः कैवर्तकः केशवः ॥

"રાગદ્વેષરૂપી કિનારાવાળી, અજ્ઞાનરૂપી જલથી ભરપૂર, હિંસા વગેરે વિતર્કોરૂપી કાળા પથરોથી પૂર્ણ, મોહરૂપ ઝૂડવાળી, સુખથી વહેતી, દુઃખે ઘુમરીવાળ થતી, અજિત પાંચ ઇન્દ્રિયોરૂપી ભયંકર મગરવાળી, અને ત્રિવિધતાપરૂપી વમળવાળી આ ભવનદી-સંસારનદીને હે પ્રિય! યોગીઓ તરી જાય છે! કેમકે તેમનો 'કેશવ' ખલાસી છે."—

તો તારો ખલાસી પણ હે પ્રિય! તેને જ બનાવ. તેના હાથમાં સુકાન સોંપ. એ સુકાનીને બૂડાડવાની કળા જ આવડતી નથી, તરાવવાની જ એકમાત્ર કળા તેને સિદ્ધહસ્ત છે!

તો પ્રિય! એકજ ઉદ્બોધન તારે માટે યોગ્ય છેઃ—

> सर्वधर्मान् परित्यज्य तमेकंशरणं व्रज ॥
> असौ ते सर्वपापेभ्यो मोक्षयिष्यति मा शुचः ॥

—અને તારાથી જૂદું કોણ?

ગીતાબંધુ કાર્યાલય,
વાપી.
તા. ૨૦-૪-૫૨

નલિન મ. ભટ્ટ

હરિઃ ૐ —

## અર્પણ

જેમણે સૌનું ભલું જ ચાહ્યું છે, અને તેટલું ભલું જ
કર્યું છે, લોકોપયોગી કાર્યોમાં જે યથાશક્તિ
સહાય કરવા તૈયાર જ રહ્યા છે, તે ગીતાપ્રેમી,
સૌજન્યશાલી, વલસાડનિવાસી,
શેઠશ્રી નારણદાસ ફીકાભાઈ કસારાને
કૃતજ્ઞભાવે
સસ્નેહ
સ
મ
ર્પિ
ત

નલિન મ. ભટ્ટ



## अथ विभूतियोगः

**પ્રશ્ન ૧ : દશમા અધ્યાયના આરંભની પાછળી આશય શો ?**

નવમા અધ્યાયમાં ભગવાને અર્જુનને વિજ્ઞાન સહિત જ્ઞાન ઉપદેશ્યું. આ વિજ્ઞાન સહિત જ્ઞાન કર્મયોગનું અંગ છે. જ્યાં સુધી વિજ્ઞાન સહિત ઇશ્વરનું જ્ઞાન ન થાય ત્યાં સુધી સાચો કર્મયોગ સંભવે નહીં. વિજ્ઞાન સહિત ઇશ્વર જ્ઞાનથી ઇશ્વર ઉપર ભક્તિ સ્ફુરે છે. આ ભક્તિને લઇને કર્મયોગ સાવ સહેલો બને છે. આ ભક્તિની દઢતા કરવા માટે પરમાત્માનું નિરંકુશ સર્વૈશ્વર્ય બતાવવું રહ્યું. કેમકે પ્રેમમાં પ્રેમીનું માહાત્મ્ય કદી ભૂલવાનું હોતું નથી. જો ભક્તિમાં માહાત્મ્યની વિસ્મૃતિ હોય તે ભક્તિ જારની ભક્તિ સમી બની જાય. તેમાં પ્રેમપાત્રના સુખે સુખી થવાપણું રહેતું નથી. અને પ્રેમ તો સ્વસુખની કલ્પના કરતા પણ મલિન થાય છે. આથી ભગવાનનું નિરતિશય માહાત્મ્ય બતાવવું રહ્યું અને તે તેમની વિભૂતિદ્વારા જીવ જો જાણે કે આ જગત પરમાત્માનો અચિન્ત્ય પ્રજ્ઞાવિલાસ છે, તેનો મહામહિમા છે, પરમાત્માના અગાધ બોધનું અને અપાર શક્તિનું એક તરંગમાત્ર છે, તો એની પરમાત્મા પ્રત્યેની ભક્તિ ઓજસ્વિની થાય. સમ્યક્ જ્ઞાનમાંથી જ સમ્યક્ ભક્તિભાવ પ્રકટ થાય છે. આથી ભક્ત હૃદયને ક્રમશ ભગવાન વિશ્વરૂપ છે એવી સાક્ષાત પ્રતીતિ કરાવવા માટે, ભગવાનની અનન્ત વિભૂતિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. વસ્તુમાત્ર ભગવાનનું વાહક છે એવી નિર્મલ પ્રતીતિ થતાં વસ્તુમાત્રમાં રહેલા ભગવાનને સાક્ષાત્ નિહાળવાની હૃદયમાં તમન્ના જાગે છે, અને તેમાંથી જ સાધના ક્રમે સાક્ષાત્ દર્શન જન્મે છે.

**પ્રશ્ન ૨ : ભગવાને અર્જુનને હિતેચ્છાથી પરમ વચન કહેવાની પ્રતિજ્ઞા કરી તો તે હિતેચ્છા કઇ ? તે પરમ વચન કયું ?**

હિતેચ્છા એટલે કલ્યાણની ઇચ્છા. પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્ર અર્જુનનું હિત ઇચ્છે છે. હિતતમ છે પરમાત્મા કેમકે પરમાત્માની પ્રાપ્તિ જ જીવનું ઉત્તમોત્તમ હિત સાધે છે. આ પરમાત્મા હિતતમ છે કેમકે એના યોગમાં નિરતિશય આનન્દની અને સુખની પ્રાપ્તિ છે. રાગદ્વેષાદિ દોષોની નિવૃત્તિ છે.

જન્માન્તરના યોગનો અસ્ત છે અને નિત્ય નિરતિશય સ્વરૂપાવસ્થાન હોય છે. આ હિતતમ પરમાત્મા પરમ પ્રેમાસ્પદ છે. એ પરમ પ્રેમાસ્પદ હિતતમ પરમાત્માનો અર્જુનને એટલે કે જીવને સદાયોગ થાય એવી હિતેચ્છાથી ભગવાન તેને લગતું પરમ વચન કહેવા તત્પર થયા છે. પરમ વચન એટલે કે ઉત્તમ વસ્તુને લગતું વચન પરમાત્મા સિવાય, બીજી વિદ્વતી વાણી એ વ્યભિચાર છે. આથી ભગવાનના બોલ સાંભળવાને ઉત્સુક અર્જુનને ભગવાન તેના જ પરમહિત માટે પરમ વિષયને લગતી વાણી કહેવાની પ્રતિજ્ઞા કરે છે. અને અર્જુનનું હિત અને આપણું હિત જૂદું નથી. અર્જુનદ્વારા જીવમાત્રની હિતાકાંક્ષાથી ભગવાન પરમાત્માને લગતી પરમપવિત્ર વાણી કહેવા પ્રતિજ્ઞા કરે છે. વળી તે વચન મિતાક્ષર છે, પણ અમિતાશય છે. પરમાત્મા કહે છે કે મારા પ્રભવને દેવો કે મહર્ષિઓ પણ જાણતા નથી અર્થાત્ પરમાત્માની ઉત્પત્તિ, સ્થિતિ, લય વગેરેની નિરતિશય શક્તિ ક્યાં ક્યાં છે, કેવડી છે, કેવી રીતે પ્રવર્તે છે, ક્યારે અને કેમ વર્તે છે—એ બધુંય એક મહાન અવિજ્ઞેય કોયડો જ છે! મોટા મોટા તત્ત્વવેત્તાઓ કે દેવો પણ આ જ્ઞાનથી વંચિત જ રહે છે જેમ પિતાનું સામર્થ્ય વગેરે જાણવાને નાનું શિશુ સદાય અસમર્થ જ હોય છે તેમ પ્રભુનું નિરતિશય સામર્થ્ય જાણવાને માટે મહર્ષિઓ અને દેવો પણ સદાય શિશુ જ રહે છે આથી પરમાત્મા પોતે જ પોતાને વિષે કાંઈપણ વિધાન કરવાને માટે એક માત્ર અધિકારી છે. આપણાં સૌનાં પરમાત્માને લગતા વિધાનો હમેશાં આંશિક જ હોય છે. કોઇ પરમાત્માના મસ્તકને જ તો કોઈ પગને જ તો કોઈ પેટને જ તો કોઈ આંખને જ જાણે છે. આથી તો ઉપનિષદ્‌માં વૈશ્વાનર આત્માની ઉપાસનાનું વિજ્ઞાનપૂર્વક વિધાન કરવામાં આવ્યું છે. પરમાત્માનું સમગ્રદર્શન પરમાત્માને જ હોય છે. આથી જીવનમા સ્યાદ્વાદ્–તેના નિરાગ્રહીપણાના અર્થમા સર્વોત્તમ છે.

**પ્રશ્ન ૩:** ભગવાનને અજ, અનાદિ અને લોક મહેશ્વર જાણવાથી તમામ પાપમાથી મુક્તિ કેવી રીતે મળે?

પરમાત્મા જન્માદિ વિકારો રહિત છે અને અનાદિ એટલે કે કારણ રહિત છે; એટલે જાતે કોઈનું કાર્ય ન હોઇને સર્વનું સર્વ રીતે કારણ છે. તથા સ્થાવર જંગમ જગતના સર્વ સત્તાધીશ છે–કુલ મુખત્યાર છે એ જાતના નિર્દોષ જ્ઞાનથી માણસ અસમ્મૂઢ થાય છે. એટલે કે તેનામા સ્પષ્ટ સ્પષ્ટ વિવેક પેદા થાય છે તે સમજી શકે છે કે જે પ્રભુ અજ છે તે પ્રભુનો અંશ–પુત્ર–જીવ પણ અજ છે. અને અનાદિ છે. પ્રભુમાં અને તેના પુત્રમાં તાત્ત્વિક તફાવત જ નથી. તફાવત લાગે છે તે અવિદ્યાથી પેદા થયેલ છે

આથી સ્વરૂપે તે પિતાનો સમાનધર્મા છે. તેનામાં અને પરમાત્મામાં વાળ જેટલો પણ તફાવત નથી. અને દેહાદિની ઉપાધિને લઇને તેની ઇશ્વરતા મર્યાદિત થયેલી છે. આથી દેહાદિની ઉપાધિમાંથી જન્મતી અનીશ્વરતા અને દીનતાને સમૂલ ઉખેડી નાંખવા માટે તે કટિબદ્ધ થાય છે. પોતાની જાતને બકરું માની બેઠેલું સિંહનું બચ્ચું એક વખત પોતાના સ્વરૂપનું સાચું જ્ઞાન મેળવે કે પછી તે બેં બેં કરતું નથી, લાચાર બનતું નથી, જુગ જુગ જૂની નિર્બળતાને પળવારમાં ખંખેરી નાંખે છે, અને સ્વમહિમામાં રાચતાં સ્વયમેવ શીખે છે. તેમ પોતાની જાતને "હું મનુષ્ય, પશુ, પંખી" એમ માનીને વર્તતો જીવ એક વેળા પોતાના સ્વરૂપને ઓળખી લે કે પછી તેનો મોહ પછી તે સજ્જન જૂનો હોય, તેની દીનતા પછી તે જુગજૂની હોય, ખંખેરી નાંખે છે. તેની પાપવૃત્તિ સ્વયમેવ દગ્ધ થઇ જાય છે, આથી ભગવાનને અજ, અનાદિ અને લોક મહેશ્વર જાણવાથી પોતે પણ તેવો જ છે એવું સમજાતું હોવાથી તેવો જીવ સર્વપાપરહિત, શુધ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવનો થાય છે. જે થવું જોઇતુ હતું તેજ થાય છે એટલે એમાં સંશયને અવકાશ નથી.

**પ્રશ્ન ૪:** બુદ્ધિ જ્ઞાન વગેરે ભાવો ભગવાનને લીધે જ થાય છે એટલે શું? એ ભાવોનો અર્થ શુ?

આ દુનિયામાં અનન્ત કોટિ જીવો પોતપોતાનાં કર્મોનો વટાવ કરી રહ્યાં છે. એક જ વસ્તુના એકી વખતે દર્શનની અનેકના ઉપર વિવિધ અસર થતી આપણે જોઇએ છીએ. કથા કહે છે કે કૃષ્ણ ભગવાન જ્યારે કંસના રંગમંડપમાં પ્રવેશ્યા ત્યારે કંસને મૃત્યુરૂપ લાગ્યા, સ્ત્રીઓને કામદેવ જણાયા, ગોપોને સખારૂપ જણાયા, નંદજીને પુત્રરૂપે સમજાયા. કૃષ્ણ તો એક જ હતા. પણ એક જ કૃષ્ણને લગતુ આ ભાવવૈવિધ્ય કેવી રીતે થયું? આ ભાવ-વૈવિધ્યનું દર્શન પોતપોતાના કર્મનું જ ફળ છે. જીવ કર્મ કરે છે. તે કર્મની વાસના ચિત્તમાં કોતરાઇ રહે છે. આ વાસના નવીન કર્મની પ્રેરક નીવડે છે. કર્મથી વાસના અને વાસનાથી કર્મ ઉદ્‌ભવતાં જ રહે છે. આ નાટક અનાદિ કાળથી ચાલતો રહે છે. હવે એમાં જે રહસ્ય છે તે એ કે જીવ તો અમુક કર્મ કરીને ભૂલી જાય છે. તો એ કર્મ અમુક જીવે, અમુક દેશમાં, અમુક નિમિત્તે, અમુક કાળે, અમુક આશયે કર્યું હતું માટે એ કર્મનું તે જીવને અમુક દેશ, કાળ, નિમિત્તે જે ફળ મળવું જોઇએ તે કોણ આપે? જે સર્વજ્ઞ અને સર્વશક્તિ હોય તેજ એને માટે અધિકારી છે. સૌ પ્રાણીઓના અંતરમાં રહેલો ઇશ્વર આ કર્મની નોંધ સદા જાગરૂક હોઇને રાખે છે. આથી વખત આવ્યે જુદા જુદા ભાવરૂપે તે ફળને પ્રભુ તે જીવ માટે પ્રકટ કરીને

તેને તે ભોગવવાની સુવિધા કરી દે છે. આ ભોગમાંથી કોઇ છટકતું નથી આથી જ આપણે કોઇનામાં બુદ્ધિ તો કોઇનામાં તેનો અભાવ, કોઇનામાં મોહ તો કોઇનામાં અસંમોહ વગેરે ભાવો જોઇએ છીએ. સર્વજ્ઞ અને સર્વશક્તિમાન અંતર્યામિ અને ફલદાતા ઇશ્વર આ ભાવ સ્ફુરણનું ગણિત પોતાને કબજે રાખે છે, અને આથી જગતની આંતર વ્યવસ્થા અચૂકપણે જળવાઇ રહે છે નાના પ્રકારનાં આ ભાવો એ જીવની કમાણી છે. એ કમાણી એને ભરપાઇ કરે છે પરમાત્મા. આથી ભગવાન કહે છે ભાવમાત્ર મારામાંથી થાય છે. સર્વજ્ઞ અને સર્વશક્તિ અંતર્યામી અને ફલદાતા ઇશ્વર જો ન હોય તો આ ભાવ સ્ફુરણનો કોઇ નિયન્તા ન રહે. નિયંતા ન રહે તો અનિયન્ત્રિત ભાવો અવ્યવસ્થા ફેલાવે. પણ એવી અવ્યવસ્થા ક્યાંયે કદીએ, કોઇએ પણ જોઇ નથી. આથી ઇચ્છા વિરુધ્ધ પણ ભગવાન જ સર્વ ભાવોના સ્ફુરણકર્તા છે એ સ્વીકારવું રહે છે. આ સમજનો વિના કચવાટે સ્વીકાર કરવાથી મનુષ્યમા ધૈર્ય વધે છે. વિશ્વની આંતર યોજનાની ન્યાયનિષ્ઠામાં વિશ્વાસ બેસે છે, પ્રભુની મંગલમયતામા ઇતબાર વધે છે અને સર્વભાવે ભગવાનને શરણે જવાની અને તેને આરાધવાની આવશ્યક્તા દઢપણે સમજાય છે. સર્વભાવે પ્રભુને શરણે જવું જોઇએ એ સમજ અધ્યાત્મ જીવનમાં કેટલી કિંમત છે એ વર્ણવાય એમ નથી. જાત અનુભવે જ વધારે સમજાય છે.

હવે આ ભાવોં પૈકી બુદ્ધિ એટલે કર્તવ્ય અને અકર્તવ્યનો સ્પષ્ટ નિર્ણય. આત્મા વગેરે પદાર્થોનું વાસ્તવિક જ્ઞાન એટલે જ્ઞાન અસંમોહ એટલે પૂર્ણ વિવેક. ક્ષમા એટલે કદી કોઇ નિમિત્તે પણ વિકારી ન થવા દેનારી ચિત્તની નિર્બાધ પ્રસન્નતા. મન વાણીની યથાર્થતા એટલે સત્ય. બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ એટલે દમ. મનનો સંયમ એટલે શમ. સુખ એટલે આલ્હાદ. દુઃખ એટલે સંતાપ. ભવ એટલે ઉત્પત્તિ. અભાવ એટલે વિનાશ ભય એટલે ત્રાસ. અભય એટલે ત્રાસનો અભાવ. અહિંસા એટલે પ્રાણીઓ ઉપર આત્મીય પ્રીતિ. દ્વંદ્વોમાં સમાન ચિત્તતા એટલે સમતા. પ્રાપ્ત વસ્તુમા બસ બુદ્ધિ એટલે તુષ્ટિ. તપ એટલે દ્વંદ્વ સહન. દાન એટલે ધર્મમય કમાણીમાંથી યથાશક્તિ સત્પાત્રને સમર્પણ. સદ્ગુણને લઇને લોકની પ્રશસારૂપી પ્રસિધ્ધિ એટલે યશ. અવગુણને લઇને લોકની નિન્દારૂપી પ્રસિધ્ધિ એટલે અયશ. આટલા ભાવો તો કેવળ દાખલારૂપ છે. ભાવમાત્રની સ્ફુર્તિ અને વૃત્તિ હૃદયસ્થ ઇશ્વરના અનુલ્લંઘ્ય શાસનને લઇને થાય છે.

પ્રશ્ન ૫ઃ મહર્ષિ વગેરે ભગવાનના માનસ ભાવો છે એટલે શું?

સાત મહર્ષિઓ વગેરે ભગવાનના ભાવવાળા છે અને ભગવાનના માનસ પુત્રો છે. ભગવાનના ભાવ એટલે ભગવાનની સત્તા. અર્થાત્ ભગવાને પોતે એ મૂળગોત્રના ઋષિઓને સૃષ્ટિ અને રક્ષાનું સામર્થ્ય સમર્પ્યું છે. ભગવાને આપેલી એ શક્તિવાળા હોઈને તેઓ સૃષ્ટિ રક્ષા વગેરેનું કર્મ તેઓ કરી શકે છે. વળી એ ઋષિઓ ભગવાનના માનસપુત્રો છે. અર્થાત્ મન એટલે અહીં મહત્તત્વ. આ મહત્તત્વ હિરણ્યગર્ભ સ્વરૂપ પરમાત્માની ઉપાધિ છે. એ મહત્તત્વરૂપી ઉપાધિયુક્ત હિરણ્યગર્ભ સ્વરૂપ પરમાત્માના એ પુત્રો છે. તેથી તેઓ ભગવાનના માનસપુત્રો છે. ટૂંકમાં પ્રભુદત્ત શક્તિને લઈને તેઓ શક્તિશાળી છે. ભગવાને તેમને આ શક્તિ આપી છે કેમકે તે ભગવાનના વિચારપુત્રો છે.

**પ્રશ્ન ૬ : ભગવાનની વિભૂતિ અને યોગનાં જ્ઞાનનું ફળ શું ?**

ભગવાનનું વિવિધ આકારે પ્રકટીકરણ અને પરમ ઐશ્વર્યરૂપી યોગને જે અંતરમાં દૃઢપણે સમજે છે તેને મળતું પહેલું ફળ તે અવિકમ્પ યોગ છે. અર્થાત્ તેવો માણસ દૃઢ યોગયુક્ત થાય છે. તેને જે કર્મયોગને લગતી સમજ પડે છે તે અવિચાલ્ય હોય છે. તેમાં સંશય રહેતો નથી. ઉલટી સમજ વસતી નથી. શંકા અને વિપર્યય વિનાના સાચાં જ્ઞાનમાંથી ફળતી જે દૃઢ યોગનિષ્ઠા તે એવાને વરે છે. અડોલ યોગ એ જીવનની મોટી કમાણી છે. એ યોગીની પ્રાપ્તિ સમસ્ત કલ્યાણનો ઉદયગિરિ છે. પવિત્ર હૃદયની અડોલ એકતાનતામાં કરોડો સૂર્યનું પ્રકાશબળ છે. એનાથી માણસ અંતરના અંધારા વટાવી ગન્તવ્ય માર્ગે જઈ શકે છે કર્તવ્યનો નિર્ણય કરી કર્તવ્યનિષ્ઠા કેળવી શકે છે.

**પ્રશ્ન ૭ : ભગવાનને ડાહ્યા માણસો કઈ સમજણે પ્રેરાઈને ભજે છે? કેવી રીતે તેઓ ભજે છે ?**

પરમાત્મા સમસ્ત જગતના ઉત્પાદક અને પ્રેરક છે. ચરાચર જગત ઈશ્વરને લઈને જ ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટના પરિહાર માટે ચેષ્ટા કરે છે. આથી સમસ્ત જગતના ઉત્પાદક અને પ્રવર્તક પરમાત્મા છે એવી દૃઢ સમજણના બળે જ્ઞાની પુરુષો ભગવાનને ભાવપૂર્વક ભજે છે. અર્થાત કર્તા કે કારયિતા કોઈ બીજી જ ચીજ છે. હું તો નિમિત્ત માત્ર છું એમ સમજાઈ જતું હોવાથી ડાહ્યા પુરુષો પોતાના ઉપર કર્તાપણાનું અભિમાન વહોરી લેતા નથી. પોતાને લીધે આ બધું થાય છે એવો સ્વપ્ને પણ ખ્યાલ કરતા નથી. જગતનું આંતર તંત્ર સંભાળતું પરમાત્મા નામનું તત્ત્વ સૌને જાતે અજ્ઞાતે અને અજ્ઞાતવીર્ય રહીને તચાવી રહ્યું છે. તેના હાથમાં આપણે યંત્ર છીએ.

તે ફળ દબાવે અને તેની ઇચ્છા પ્રમાણે જગત નાચે—આવી સત્ય સમજ હોવાથી પૂર્ણ સમર્પણ યોગદ્વારા પરમપ્રેમથી તેઓ ભગવાનને ભજે છે ઈશ્વરને લગતી સાચી સમજમાંથી તેને લગતો સ્વચ્છ પ્રેમ પેદા થાય છે જેને માટે પ્રેમ હોય છે તેનું સુખ એજ પ્રેમીનું સુખ થઇ રહે છે. પ્રેમપાત્રનું સર્વભાવે આરાધન એ પ્રેમનું અનિવાર્ય પરિણામ છે. સંસારમા પણ એ નિયમ છે તો પછી ઇશ્વરને લગતો પ્રેમ પણ પ્રેમ જ હોઇને ઇશ્વરનાં સર્વ ભાવે સર્વદા સર્વથા અનન્ય હૃદયે આરાધને જ તોષાય છે. આવા ભાવભરિત હૃદયવાળા જીવોનું હૃદય પરમાત્મા તરફ વહેતું રહે છે. તેની ઇન્દ્રિયો સ્વભાવતઃ સ્વ સ્વ વિષયમાં પરમાત્માની કાન્તિનું ગ્રહણ કરતાં શીખે છે એટલે કે શબ્દ માત્રમાં તેને પ્રભુનો અવાજ સંભળાય, રૂપ માત્રમાં તેની છવિ દેખાય. તેવા પુરુષો પરસ્પરના સમાગમમાં આવે તો તેમની વાતનો વિષય એક માત્ર પ્રભુ હોય છે. પરમાત્માને લગતી એક બીજાની સમજણથી તેઓ એકબીજાનું બોધન કરે છે. સદા ઇશ્વરના ગુણ ધર્મ કર્મ સ્વરૂપનું નિત્ય કથન કરે છે. અને આ રીતે સદા પરમાત્માનો સાક્ષાત્ અનુભવ કરતા રહીને તુષ્ટ રહે છે. જીવનમા બાળકની માફક રમે છે. તેમને માટે ક્યાંયે કચંટાર કે કલેશ બાકી રહેતો નથી.

**પ્રશ્ન ૮ :** ભગવાનને ભજનારાના ઉપર ભગવાન કેવી રીતે અનુગ્રહ કરે છે ?

મોટાનો અનુગ્રહ પણ મોટો જ હોય છે. ભગવાન જ જ્યારે અનુગ્રહ કરે છે ત્યારે તે અનુગ્રહ અદ્ભુત હોય છે. જેઓ હમેશાં એક ચિત્તે અને પ્રીતિપૂર્વક એટલે કે કેવળ ભગવાનના ઉપરના નિર્વ્યાજ પ્રેમને લઇનેજ, બીજી કોઈ દોષ ઇચ્છાથી નહીં, ભગવાનને ભજે છે તેને ભગવાન બુદ્ધિયોગ આપે છે. આ બુદ્ધિયોગ એટલે સમજનો યોગ. આ સમજનો યોગ સાંપડતાં તેવો પુરુષ પરભાર્યો ભગવાનની પાસે જ પહોંચે છે. એટલે કે તેના જીવનમાં જીવતાં જીવત એવી સમજ આવે છે કે જેથી તેવો માણસ સીધો ભગવાનની પાસે પહોંચી જાય છે. ભગવાનની પાસે પહોચી જવાય એવી સમજ ખૂબજ દુર્લભ છે. સામાન્ય રીતે માણસની જે સમજ હોય છે તે પ્રકૃતિ અને તેના વિકારો પાસે જ તેને લઇ જાય છે. ભગવાનના અનુગ્રહની મહત્તા એ છે કે તે અનુગ્રહ મળતાં તેની બુદ્ધિ સંસારને વટાવી, તેના રાગદ્વેષાદિ કલેશોને ટાળી, પરમ પવિત્ર અને નિર્દોષ થઇ, પ્રભુના ચરણમાં લઇ જાય છે. આ સમજ એ ભગવાનની મહાન અનુકંપા છે. કેમકે તે સમજે લઇને ભક્તના હૃદયમાં રહેતું અજ્ઞાનનું અંધારું દૂર થઇ જાય છે. અને જ્ઞાનનો કદી ન

બુઝાય એવો સનાતન દીવો સળગી ઊઠે છે. જે સમજ અજ્ઞાનનો ધ્વંસ કરે અને જ્ઞાનનો પ્રાદુર્ભાવ કરે તે સમજની તોલે આવે એવી એક પણ ચીજ દુનીઆમાં નથી. આથી ભગવાનને ભજનારને ભગવાનનો અનુગ્રહ મળતો હોવાથી તેનાં અંતરનાં અંધારાં ઓસરી જઇ જ્ઞાનનાં અજવાળાં પ્રાપ્ત થાય છે. એમાં ચિરશાંતિ છે. મોત ઉપર વિજય છે. જીવનની કૃતાર્થતા છે કેમકે અજ્ઞાનનો અસ્ત, જ્ઞાનનો ઉદય, ભગવાનની પ્રાપ્તિ અને પ્રગાઢ સાત્ત્વિક શાંતિની ઉપલબ્ધિ અને લ્હાણુ–આ સિવાય બીજું જીવને મેળવવા જેવું નથી. ભગવાનનો આ અનુગ્રહ પ્રેમયોગનું અંતિમ ફળ છે.

**પ્રશ્ન ૯ :** ભગવાનની અર્જુન જે સ્તુતિ કરી રહ્યા છે તે સ્તુતિનો અર્થ શો ?

સ્તુતિ એટલે સત્ય ગુણોની પીછાન, સ્વીકાર, કદર અને તેમનો પ્રેમપૂર્વક ઉલ્લેખ. સ્તુતિમાં સત્યનું વર્ણન છે. અર્જુન જ્યારે ભગવાનની સ્તુતિ કરે છે ત્યારે તે સત્યનું પોતાને જે રીતે અને જેટલું ભાન થયું તેનું જ વર્ણન કરે છે. ભગવાન તેને પરબ્રહ્મ જણાયા. એ પરબ્રહ્મ પરમાત્મા જ પરમધામ જણાયું એટલે કે પ્રાણીમાત્રનુ નિવાસસ્થાન પરમાત્મા છે. સૌ તેનામાં અને તેના આધારે વસી રહ્યાં છે અને ટકી રહ્યાં છે એ સમજાયું. પરમાત્મા તેને પરમપવિત્ર સમજાયા. એટલે કે મહાપાપીને પણ પળમાં પ્રજાળી પરમ પવિત્રતા આપવાની શક્તિ પરમાત્મામા જ તેને જણાઇ. વળી અર્જુનને ભગવાન પુરુષ, શાશ્વત, આદિદેવ, અજ અને વિભુ જણાયા. એટલે કે પરમાત્મા ઘટઘટમાં અંતરાત્મા તરીકે વર્તી રહેલા જણાયા. શાશ્વત એટલે હંમેશાં હોનારા એટલે કે ત્રિકાલાબાધિત અસ્તિવાળા સમજાયા. એટલે કે દેવોનું પણ કારણ તરીકે હૃદયમાં ઓળખાયા ! સૌના જન્મદાતા છતાં જાતે અજ એટલે કે અજન્મા અર્થાત્ સ્વયંભૂ જણાયા ! આ ઉપરાંત અર્જુનને ભગવાન વિભુ દેખાયા. વિભુ એટલે વિવિધરૂપે છતા થવાની અકળ અતર્ક્ય અચિન્ત્ય શક્તિવાળા સમજાયા ! આ બધાંય દર્શનોમાં તેને આગળના ઋષિમુનિઓની પણ સંમતિ જણાઇ, ભગવાનની પણ એમાં સંમતિ જાણી, વળી ભગવાનની વ્યક્તિ–એટલે સ્વરૂપ સંપૂર્ણપણે અજ્ઞેય રહે છે–અંશતઃજ જણાય છે એ પણ નિશ્ચય થયો ! પરમાત્માને લગતાં આ દર્શનો સત્ય હોઇને તે સ્તુત્ય છે.

**પ્રશ્ન ૧૦ :** ભગવાન જ ભગવાનને ઓળખે છે એટલે શું ?

ભગવાન કેવા છે, કેવડા છે, ક્યાં ક્યાં છે એનો પાર પામવો માનવ મતિને માટે અશક્ય છે. ભગવાન સ્વસંવેદ્ય છે. એમનો અનુભવ થઇ શકે છે.

અને જેને જેને અનુભવ થાય છે તેનું મન અને વાણી તેને વર્ણવવામાં થાકી જાય છે. મૂગાં બની જાય છે. કેમકે ભગવાનનું જેટલું વર્ણન થઇ શકે તેના કરતાં અનંતગણું બાકી જ રહી જાય છે ભગવાનમાં તમામ વિરોધી દર્શનો રહેલાં છે. એને સત્ કહીએ તો અસતનું શું? પ્રકાશમય કહીએ તો અંધારાનું શું? પ્રેમમય કહીએ તો દ્વેષનું શું? અર્થાત્ ભગવાનનું આંશિક વર્ણન જ થોડું ઘણું શકય છે. ખરી વાત તો એ છે કે ભગવાનને વ્યાખ્યામાં પકડવા જાઓ એટલે તે છટકી જાય છે! વ્યાખ્યા ન કરો તો ભગવાન સમજાય. પણ વ્યાખ્યા કરવા બેસો એટલે ગૂંચવાડાનો અને મુશ્કેલીઓનો પાર ન રહે! ભગવાનને માટે વધારેમા વધારે માનવ ભાષામાં કહીએ તો તે "છે" એટલું જ કહી શકાય! આ સિવાયના તમામ વર્ણનો અધૂરાં છે. સૌથી સહીસલામત આટલો એક જ શબ્દ છે. બીજી ભાષામાં કહીએ તો તે સર્વ-લક્ષણલક્ષણ્ય છે, બસ આ સિવાય વધુ ન કહી શકાય. આથી જ ઉપનિષદ્ કહે છે- "अस्ति इत्येवोपलब्धव्यः"—આ આત્મા "છે" એમજ સાક્ષાત્કાર કરવો યોગ્ય છે. આમ મન વાણી મતિથી અગ્રાહ્ય ભગવાન કેવળ ભાવગ્રાહ્ય છે જેના ઉપર તેનો અનુગ્રહ વરસે તેની જ ભાવપકડમાં તે આવે છે. આથી ભગવાન જ ભગવાનને ઓળખે છે એમ જ્યારે અર્જુન કહે છે ત્યારે તે ભગવાનને તેના ખરા સ્વરૂપે ઓળખી રહ્યો છે એમ સમજવું. આના કરતાં ભગવાનને માટે વધારે સત્ય વાત કઈ?

**પ્રશ્ન ૧૧: ભગવાનની વિભૂતિ એટલે શું?**

વિભૂતિ એટલે વિવિધ રૂપે પ્રકટતા. અને આમ તો જડચેતન વસ્તુમાત્ર પરમાત્માનું જ અનાવૃત સ્વરૂપ છે, પરમાત્માનું જ પ્રકટીકરણ છે. સમસ્ત સૃષ્ટિ એ સત્વનિધિ પરમાત્માનો જ સ્વેચ્છાએ લીધેલો અવતાર છે. પણ અહીં વિભૂતિ એટલે પરમાત્માની વિશેષરૂપે અવસ્થિતિ. જે રૂપ જોતાં જ તેમાં કાંઇ અદ્દભુતતાનું દર્શન થાય તે રૂપ. માણસ તો બધાય દેખાય. પણ તેમાં જ્યારે કોઇ મહાત્મા ગાંધીજીને કે એવા માણસને જોઇએ કે સાંભળીએ ત્યારે એમનામાં સામાન્ય માણસ કરતાં પ્રભુની શક્તિનો વિશેષ આવિષ્કાર જોઇએ છીએ. બસ, જ્યાં જ્યાં નામ રૂપમાં પ્રભુની શક્તિનો વિશેષ આવિષ્કાર તે વિભૂતિ. વળી વિભૂતિની ઓળખ પાછળ ઉત્કર્ષ દૃષ્ટિ રહેલી છે. વિભૂતિની ઓળખ, ચિંતન, પૂજન વગેરે આપણાં જીવનમાં ઉત્કર્ષ આણનારાં હોવાં ઘટે. આથી યદ્યપિ નામરૂપ માત્ર ભગવાનની વિભૂતિ જ છે છતાં તે વિભૂતિ પૈકી કઈ વિભૂતિનું ચિન્તન, સ્મરણ, પૂજન, આરાધન આપણું શ્રેય સાધે તે વિવેક દૃષ્ટિએ નક્કી કરવાનું હોય છે. અને તે રીતે વિભૂતિના દર્શન વગેરેનો આત્મલાભ ઊઠાવવાનો રહે છે.

**પ્રશ્ન ૧૨ : કયા હેતુથી અર્જુન ભગવાનની વિભૂતિ જાણવા પ્રાર્થના કરે છે?**

વિભૂતિદ્વારા માણસે વિભૂતિના માલિકને ઓળખવાનો છે. આથી વસ્તુમાત્ર એ પ્રભુ દર્શનનું બારણું છે. પ્રભુનાં દર્શન કરાવવા માટે તેણે અનંત જીવોની અનંત રુચિ પ્રમાણે અનન્તાકારે પ્રગટ થવાનું યોગ્ય માન્યું છે. પરમાત્માની વિરાટ પ્રતિભાનાં વસ્તુમાત્ર એ વાહક છે. ચિત્ર જેમ ચિત્રકારનાં આંતર સૌન્દર્યનું બહિઃપ્રકટીકરણ છે. કવિતા જેમ કવિના આંતરભાવનું બાહ્ય સ્પંદન છે. તેમ આ સૃષ્ટિચિત્ર અને સૃષ્ટિકાવ્ય પરમાત્માના આંતર સૌન્દર્યનું અને ભાવનું બાહ્ય સ્પષ્ટીકરણ છે સૃષ્ટિ કાવ્યનાં નામરૂપ એ શબ્દાર્થ છે. એ નામ અને રૂપ રૂપી શબ્દ અને અર્થ એ પરમાત્માનાં જ વાચક છે, લક્ષક છે, વ્યંજક છે, એ બધાંનુ તાત્પર્ય પ્રભુ છે. એ બધાંનો સ્ફોટ કરો તો પ્રભુ એમાંથી નીકળે છે! આથી સૃષ્ટિ કાવ્યના રસાસ્વાદનો અભિલાષી અર્જુન વિભૂતિ જાણવા ઇચ્છે છે વિભૂતિનાં ચિન્તનદ્વારા વિભૂતિના માલિકનું તે સદા ચિન્તન ઇચ્છે છે. સર્વત્ર તે રસરાજનું દર્શન પ્રાર્થે છે.

**પ્રશ્ન ૧૩ : ભગવાનની વાણી સાંભળતાં અર્જુનને તૃપ્તિ કેમ નથી થતી?**

આનું કારણ તો સ્પષ્ટ છે. એ ભગવાનની વાણી છે માટે જ શ્રવણથી તૃપ્તિ નથી. ભગવાનની વાણીનો રસ તૃષ્ણાનો વર્ધક છે કેમકે જેમ જેમ એ પીવામાં આવે તેમ તે આનારોગ્ય સાધે છે, હૃદયને પવિત્ર કરે છે, પ્રકાશમય બનાવે છે પ્રાચીનતમ અંધારાને એ ઓસારે છે. આજ સુધી ન જોયેલા અને છતા પોતાની જ અન્તત નજીકમા રહેલા અદ્ભુત અવિનાશી, પ્રાણપદ, નિરામય અને નિરુપદ્રવ, સુંદર, ચારુતર પ્રદેશોનાં એ દર્શન કરાવે છે. ભગવાનની વાણીની તરસ ન છીપાય એ તો સૌભાગ્યનુ ચિહ્ન છે. એ કલ્યાણનો અરુણોદય સૂચવે છે. જીવ અનન્તકાળથી પ્રભુરસથી વંચિત રહ્યુ છે. એજ રસ એને પીવા જેવો હતો. તે એને મળતો ન હતો. એના બદલામાં એને વિષયરસના માદક અને મોહક, મૂર્છાવહ અને મારક પીણાં મળતાં હતાં. એટલે આજ સુધી તો એ સાચા અર્થમાં તરસ્યો જ હતો. અનન્તકાળની તરસ અને દૈવી તરસ તત્કાળ કેમ છીપે? એ જો એટલી જલ્દી ટળે તો માનવું કે એ સાચી તરસ ન હતી! વળી આજ સુધી વિષયનો કોલાહલ અને ઘોંઘાટ જ સાંભળ્યો. એ સાંભળવા જેવો જ ન હતો! છતાં વિવશપણે એજ સાંભળ્યો. હવે પરમાત્માની વાણીનો એકાન્ત ભક્તિ સિવાય અન્યને માટે કેવળ અલભ્ય, મધુર રવ એ સાંભળે છે, એ રવની મધુરતા, પરમાકર્ષણ,

શાન્તિદાયિની શક્તિ અને રસિકતા તો પસંદગી પામેલા જીવોનું જ ઇચ્છાવિદ
સૌભાગ્ય છે। આથી અર્જુનને તૃપ્તિ નથી થતી. અર્જુન આવો સૌભાગ્યશાળી
અને ઇશ્વરાનુગ્રહ દૃષ્ટિનો જીવ હતો.

**પ્રશ્ન ૧૪:** ભગવાન સર્વભૂતાશય સ્થિત આત્મા છે એટલે શું? તેજ
પ્રાણીમાત્રની આદિ છે, મધ્ય છે, અંત છે, એ જાણવાથી ફળ શું?

ભગવાન સર્વભૂતાશય સ્થિત આત્મા છે. આત્મા એટલે સ્વરૂપ. દરેક પ્રાણીનું
આંતર સ્વરૂપ એ ભગવાન છે. જૂદા જૂદા નામરૂપના અનંત ઢાળમાં ભગવદ્રસ જ
ભરચક ભરપૂર છે. નામ રૂપ તો બીબાં માત્ર છે. ક્યાં બીબામાં ભગવાને
જાતને ઢાળવી એ ભગવાનની ઇચ્છાને અધીન છે. આનો અર્થ એ થયો કે
કલ્યાણના ગરજુ જીવે પ્રાણીમાત્રના દર્શને તેના હૃદયમાં રહેલા આત્માનું
અનુસંધાન કરવું. જીવને અપસ્મારનો જૂનો રોગ લાગુ પડેલ છે. એ પોતાના
સંસર્ગમાં આવેલાં પ્રાણીને નામરૂપ ધારી અમુક પ્રાણી જ આ છે એમ
સમજી તે નામરૂપે તેની સમક્ષ પ્રભુ છતાં છે એ ભૂલી જાય છે. આ સ્વરૂપની
સૌમાં વિસ્મૃતિ એજ ભારે અપસ્માર છે। પ્રભુ અહીં સ્મરણ આપે છે કે
હે જીવ! રખે ભૂલતો! હું જ સૌ પ્રાણીમા અંતરાત્મા રૂપે વિદ્યમાન છું માટે
સૌમાં મને જો. અને સૌમાં આત્મદર્શનથી ફળતું વર્તન રાખ. નામરૂપથી
રખે છેતરાતો. સર્વત્ર આત્મદર્શનનું ફળ શું? એજ મહાફળ છે. એનાથી
વધીને બીજું ફળ હોઇ શકતું નથી. સચ્ચિદાનન્દ સ્વરૂપમાં જીવતાં જીવત
પ્રતિષ્ઠા મળે ત્યાં ફળની પરિસમાપ્તિ થઈ જાય છે। ફલાશાનું મરણ જ મહાન
ફળ છે। વળી ભગવાન જ પ્રાણીમાત્રના આદિ મધ્ય અન્ત છે એ જાણવાથી
શોક મરી જાય છે। એનો સૌથી ટૂંકો અર્થ એ કે ભગવાનની ઇચ્છા
અનવગાહ્ય છે. એની ઇચ્છા થાય છે ત્યારે તે તેને રૂપે પ્રકટે છે, વર્તે છે,
લીન થાય છે। આ ઇચ્છા આવી જ હોઇ શકે છે એ પ્રભુ કૃપાથી સમજાય
એમાં કૃતાર્થતા છે। સમુદ્રની સપાટીમાં ઉપર મોજાં ફૂટે, રમે, લીન થઈ
જાય, તેમ પ્રભુના અસ્તિ સમુદ્રમાં પ્રાણીનાં મોજાં ફૂટે, રમે, લીન થાય
બાકી એનાથી ભિન્ન એવું કશું એમાં ફૂટતું નથી. કશું રમતું નથી. કશું
લીન થતું નથી. જે જેવું છે તેવું જ રહે છે. ફક્ત ઉત્પત્તિ, સ્થિતિ લયનો
ભવ્ય આભાસ થાય છે। સમુદ્રના સ્વરૂપભૂત થઇને સમુદ્રના મહાન કોશ દલમાં
પરમ નીરવતા, પરમ અગાધતા, પરમ શાંતિ, પરમ વિશાળતા, પરમ ભવ્યતા
માણવી એજ એનું ફળ છે।

**પ્રશ્ન ૧૫:** આ અધ્યાયમાં ભગવાનની અસ્મિતા–અહંભાવની ખૂબ જ
વૃદ્ધિ દેખાય છે. માણસને અસ્મિતા બાધક છે તો શું ભગવાનને તે દૂષિત

નહીં કરે ? ભગવાન જાણે કોઇ નિરકુશ સત્તાશીન સરમુખત્યાર હોય એવુ નથી લાગતુ ? અને અને સરમુખત્યારીથી તો સૌ નાસે તો આ અને બીજી દુન્યવી સરમુખત્યારીમાં ફેર શો ?

ભગવાનમા અસ્મિતાનુ આરોપણ કરવુ, તેનાથી તેને બધન થાય એવી કલ્પના કરવી, તેને નિરકુશ સરમુખત્યારીનુ પદ આપવુ—એ બધુય અયોગ્ય છે ભગવાનની અહીં જે અસ્મિતા દેખાય છે તે નર્યુ સત્ય જ છે અને સત્યનુ પ્રતિપાદન અને સમર્થન કરવુ એ યોગ્યતમ છે ભગવાન પોતે જેવા છે તેવા પોતાની જાતને ભક્તના ઉપર અનુકપને લઇને, પ્રકટ કરે છે જે જેવુ ન હોય તેવુ તેને બતાવવુ કે પ્રતિપાદિત કરવુ એમા અસત્ય છે ભગવાન પોતે તો તતે રૂપે વાસ્તવિક રીતે છે માટે કહે છે કે હુ અમુકમા અમુક છુ આથી ભગવાનની વૃદ્ધિગત થયેલ અસ્મિતા એ અસ્મિતા નથી પણ સત્યની નરી રજૂઆત છે માણસની જે અસ્મિતા છે તે કલેશ છે આથી જ બધક છે કેમકે માણસની અસ્મિતા અજ્ઞાનમૂલક છે તે પોતાની જાતને પ્રકૃતિ અને તેના ધર્મો સાથે મેળભેળ કરીને, પ્રકૃતિની સોબતથી ઉપજતા સુખદુ ખાદિનાજો પોતાની જાતને માને છે, અને વર્તે છે હુ સુખી, હુ દુ ખી, હુ મૂઢ—આ જાતનો જે પ્રલાપ એવુ નામ અસ્મિતા છે ભગવાનની અસ્મિતા અજ્ઞાનમાથી જન્મી નથી એમની અસ્મિતાને નટની અસ્મિતા સાથે સરખાવી શકાય જેમ કોઈ નટરાજ પોતાને, નાટક બતાવવા પૂરતો, રાજા માને, રાણી માને અને વર્તે છે છતા પોતે મૂળમા રાજાએ નથી અને રાણીએ નથી, પણ જે છે તે જ છે, એમ ચોક્કસ સમજે છે, તેમ ભગવાનની અસ્મિતા બાબતમા જાણવુ ન્હુ જો કે આ સરખામણી પૂરા ઔચિત્યવાળી નથી છતા મૂળ પ્રશ્નને સમજવામા મદદગાર થઈ પડશે વળી ભગવાન સર્વવ્યાપી છે એના વિનાનો ઠાનો કોઇ ઠામ નથી આથી તે સર્વરૂપ છે વળી તે સર્વકારણ છે આથી તે તે વિભૂતિરૂપે પોતાની જાતને પ્રતિપાદન કરતા ભગવાન અહતાવાળા નથી એમની અસ્મિતા ક્યાંયે બધક નથી ક્યાંયે દૂષિત નથી એમની સરમુખત્યારી નિરકુશ છે છતા તે નિરતિશય વિવેકી છે તેમા કેવળ દયા જ ભરી છે સરમુખત્યારી સાથે સંકળાયેલા ત્રાસદાયક ખ્યાલો કે વર્તનો ભગવાનમા રજમાત્ર પણ નથી દુન્યવી સરમુખત્યારીમા ભૂડો સ્વાર્થ મૂળમા હોય છે જુલમ હોય છે અત્યાચાર હોય છે નિર્ઘૃણતા અને વિષમતા હોય છે ભગવાનની સરમુખત્યારીમા આવુ દેખાય છે પણ વસ્તુત એવુ નથી એના મળમાં પરમાર્થ છે ન્યાય છે સત્ છે દયા છે સમાનતા

છે હિતકરતા છે. મંગળમયતા છે. પોતાના જ સ્વાર્થી ખ્યાલોમાં તદ્રુપ થયેલ માનવ, તટસ્થપણે વિચારવાની ટેવ ન હોવાને લઈને, સત્યની નિરંજનતા, તટસ્થતા, દયાલુતા, અદ્ભુતતા, પરાક્રમશીલતા, મહત્તા, પરમોપકારકતા અને હિતૈષિતાને સમજી શકતો નથી. જીરવી શકતો નથી. આથી આવા ઉચ્ચારો ખ્યાલો તેને સતાવે છે.

પ્રશ્ન ૧૬ : યાદવોમાં-કૃષ્ણ, પાંડવોમાં અર્જુન અને મુનિઓમાં વ્યાસ હું છું—આ કથનમાં ગાફેલપણું નથી?

આ કથનમાં ગાફેલપણું નથી એટલું જ નહીં પણ એમાં તો પરમ સત્ય અને સાવધાનતા પૂર્વકની સ્મૃતિ છે. એમાં જ કૃષ્ણ એ દેવકીપુત્ર કૃષ્ણ તરીકે અહીં બોલતા નથી પણ પરમાત્મારૂપે બોલી રહ્યા છે એની સાબીતી છે કૃષ્ણ એ માયામનુષ્ય છે, મનુષ્યલિંગે ગૂઢ પરબ્રહ્મ છે, 'એની આ પ્રતીતિ છે તે ઉપરાંત એમાં એક બીજી પણ ચમત્કૃતિ છે. એક જ પરમ તત્ત્વ બાધ્યબાધકતાનાં વિરોધી રૂપે વિહરી રહ્યું છે એ અહીં બતાવ્યું છે. યાદવોમાં રહેલા કૃષ્ણ એ પરમગુરુ છે—જ્ઞાનમૂર્તિ છે. પાંડવોમાં રહેલ અર્જુનરૂપી કૃષ્ણ શિષ્ય છે—અજ્ઞાનવિંબ છે જ્ઞાનીરૂપે એ સંશય છેદે છે. અજ્ઞાનને નિવારે છે. અજ્ઞાનીરૂપે એ સંશય સંઘરે છે. અજ્ઞાનનો સચય કરે છે. અજ્ઞાન બાધ્ય છે. જ્ઞાન બાધક છે. પરમાત્મા સ્વયમેવ તેની અનવગાહ્ય ઇચ્છાને લઈને બાધ્યબાધકરૂપે ઉપસ્થિત થાય છે। એમ કેમ થાય છે—એ પ્રશ્નનો કોઈ ઉત્તર નથી. એનો ઉત્તર, એનું સમાધાન માણસને સ્વયમેવ, અધિકારી હૃદય બનતાં, મળી જાય છે. પ્રકાશ ફેલાતાં અંધારું ક્યાં ચાલ્યું જાય છે એ ખબર નથી પ્રકાશ ન પ્રસરે ત્યાંસુધી અંધારું રહે છે એ પણ તેટલું જ સાચું છે. અંધારું ક્યાંથી ઉપજ્યુ, કેમ ઉપજ્યું, ક્યાં ચાલી ગયું—એ બધાય પ્રશ્નોનો છેવટનો નિકાલ પ્રકાશનો ઉદય થતાં મળી જાય છે। અંધારું એ જેટલું સાચુ છે તેટલું અને તેનાથી પણ વધારે સાચું પ્રકાશ સાંપડતાં અંધારું દૂર થઇ જાય છે એ છે. બસ, આટલો છે આનો જવાબ. માટે અહીં જ્યારે કૃષ્ણ, અર્જુન, વ્યાસ તરીકે પોતાને પ્રભુ ઓળખાવે છે ત્યારે-સૌના મૂળ સ્વરૂપની ભગવાન સ્મૃતિ આપાવે છે. અસલ સ્વરૂપની સ્મૃતિ આપી જે નકલી સ્વરૂપ છે તેની વિસ્મૃતિ આપવા ચાહે છે. આથી અહીં ગાફેલપણું નથી પણ પરમ સાવધાની છે.

પ્રશ્ન ૧૭ : ભગવાન સિવાય કોઇ હોઈ શકતું નથી એટલે શું ?

આનો અર્થ એ કે ભગવાન સિવાય કોઇ હોઇ શકતું નથી તેના વિનાનું કોઇ હોઈ શકતું નથી અર્થાત્ અસ્તિમાત્ર ભગવાનનો સદંશ છે. કોઇપણ વસ્તુ એવી નથી જે ભગવાન વિનાની હોય અર્થાત્ ચરાચરરૂપે ભગવાન જ ઉદ્‌ભૂત છે પ્રકટ છે ભગવાનથી ભિન્ન સ્વાધારે અને સ્વસત્તાએ કોઇ ટકી શકતુ નથી. આથી નાસ્તિકતા જેવી કોઇ ચીજ નથી કેમકે "હું નાસ્તિક છું" એમ કહેનાર પણ "કંઇક છું" એવું જ કહે છે. આ 'છે'નો વ્યભિચાર થઇ શકતો નથી. પરમાત્મા સર્વરૂપ છે સર્વવ્યાપી છે આથી ભક્તને માટે ભગવાન સર્વત્ર પુરોહિત છે–આગળને આગળ છતા છે, પાછળ છે, પડખે છે. ઉપર છે, નીચે છે, અંદર છે, બહાર છે. નિરન્તર છે. અસ્તિઘન પરમાત્માની અસ્તિ વિભક્ત નથી. વિભક્તમાં એ અવિભાજ્ય છે માટે ભક્તિમાં વિભક્તિ નિસાર છે

**પ્રશ્ન ૧૮ :** ભગવાનની વિભૂતિનો પાર નથી એમ કહે છે તેની શી મતલબ ?

એનો ટૂંક અર્થ એટલો જ કે ભગવાન અનન્ત છે પરમાત્માને દેશ, કાલ, વસ્તુનો પરિચ્છેદ નથી. સર્વદેશ, સર્વકાલ અને સર્વવસ્તુ પણ તેજ છે. જ્યાં એ સર્વરૂપ ઠર્યા ત્યાં કયા રૂપે એ નથી ? આથી તો પ્રભુના ગુણાનુવાદ કરતાં ઉપનિષદ્‌ના ઋષિઓ કહે છે–**अणोरणीयान् महतो महीयान्**–અણુથી અણુ અને મહાનથી મહાન એ પ્રભુ જ છે અણિમા સિધ્ધિને લઇને પ્રભુ અણુ છે, મહિમાને લઇને મોટા છે એ લઘુ છે, ગુરુ છે. એને જેવા બનવાની ઈચ્છા હોય તેવા એ બને છે આ અપરંતપાન્ત સૃષ્ટિ સતના નિધિરૂપ પરમાત્માના જ અવતારો છે આથી વસ્તુમાત્ર પરમાત્માની જ વિશેષરૂપે ઉત્પત્તિ–પ્રકટતા છે અર્થાત્ સૃષ્ટિ પરમાત્માનુ સ્પષ્ટીકરણ છે પ્રકટીકરણ છે.

**પ્રશ્ન ૧૯:** વિભૂતિને ઓળખવાની નિશાનીઓ કઇ ?

વિભૂતિની ઓળખ માટે ત્રણ સામાન્ય ચિહ્નો ભગવાને બતાવ્યા છે ઐશ્વર્ય, શ્રીમત્તા અને બલવત્તા જ્યાં જ્યાં ધનધાન્ય પુત્ર પૌત્રાદિ નાના પ્રકારનું ઐશ્વર્ય હોય ત્યા ભગવાનની વિભૂતિ છે જ્યાં જ્યાં શ્રી–લક્ષ્મી–શોભા સૌન્દર્ય–કાન્તિની છટા હોય ત્યાં વિભૂતિ છે જ્યાં જ્યાં શારીરિક, આધ્યાત્મિક

નૈતિકબળ હોય, ત્યાં ત્યાં વિભૂતિ છે. આ તો વિશેષ ચિહ્નો છે. બાકી સમાન્યપણે તો વસ્તુમાત્રમાં ઐશ્વર્ય હોય છે, શ્રી હોય છે, બળ હોય છે. તેનાં તારતમ્યની દૃષ્ટિએ માત્ર આ લક્ષણો આપ્યાં છે. સાચું સમજેલાને માટે તો વસ્તુમાત્ર વિભૂતિ છે.

પ્રશ્ન ૨૦ : આ બધું જાણવાથી તને શો લાભ? આમ જ્યારે ભગવાન કહે છે, ત્યારે ભગવાન જરા વઢતા હોય એવું નથી લાગતું?—અને જો એમ હોય તો અર્જુનને એમ કયા કારણે ભગવાન કહી રહ્યા છે?

હિતૈષી ભગવાન હિતભૂલ્યા બાળકને વઢે તો તે યોગ્ય જ છે! ભગવાન સાચું જ કહે છે. દરેક વસ્તુ જાણવા જેવી હોતી નથી. જાણવા જેવી હોય તો પણ મનુષ્ય જીવનની અવધિ જોતાં સંભવિત નથી. શક્તિ જોતાં શક્ય નથી. અને સૌથી અગત્યનું તો એ કે બધું જાણવાની જરૂર નથી. વિવેકનો પણ ઉપયોગ હોય છે કમઅક્કલ ગૃહિણી તપેલીમાંના એક એક ચોખાને ચાંપી જુવે સમજુ તો એકને ચાંપી જોઈ પાકની પક્વતાની પરીક્ષા કરી પ્રયોજન સાધી લે છે. આથી અનંત જ્ઞાન મેળવવા કરતાં જેટલું જરૂરી અને અનિવાર્ય તેટલું જ જો માણસ મેળવે અને તદનુસાર જીવવાનો પ્રયત્ન કરે તો તે તેને માટે હિતાવહ છે. અને માણસને જીવવાને માટે, અને યોગ્ય રીતે જીવવાને માટે ખૂબ જ થોડા જ્ઞાનની જરૂર છે. પણ તેટલું થોડું જ્ઞાન યોગ્ય વિષયોને લગતું ઘટે. આટલું કહેવાનો અહીં આશય છે.

॥ इति विभूतियोगः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

ॐ

## ॥ अथ अेकादशोध्यायः ॥

**પ્રશ્ન ૧ :** અધ્યાત્મ નામનુ પરમગુહ્ય ભગવાને અર્જુનને કહ્યુ તે શુ ? તે કથનનુ અર્જુનના ઉપર પરિણામ શુ આવ્યું ?

ભગવાને દશમા અધ્યાયમા જે વચન કહ્યા છે તે પરમગુહ્ય અધ્યાત્મ વચન છે. અધ્યાત્મ એટલે કે પરમાત્માને ઉદ્દેશીને કહેલા વચનો પરમાત્માના નિરતિશય જ્ઞાનક્રિયા યોગને લગતાં વચનો છે એ વચનો પરમગુહ્ય છે એટલે કે અત્યત શ્રેષ્ઠ અને રહસ્યમય છે. દુનિયામાં સૌથી રહસ્યમય ચીજ પ્રભુ છે અને આથી એને લગતી શોધ એ સૌથી ઊંડી અને સૌથી અદ્‌ભુત છે પરમાત્માને લગતા આ વચનોમા ભારે પાવન શક્તિ છે જન્મજન્માન્તરના પાપોના સચયને એ વિના વિલબે ધોઈ શકે છે. અર્જુનનો એકરાર છે કે એ વચનો સાભળવાથી એનો મોહ ભાગી ગયો આથી મોહનુ માર્જન એ જ ભગવાનને લગતા વચનોનો પ્રભાવ છે જે કોઇ આ વચનો સાભળે, અને સાંભળવાની રીતે અને અધિકારે સાભળે, તેના ઉપર એ વચનો એ જ પરિણામ લાવે. એટલ કે મોહને દૂર કરવાનુ આ વચનોમા સામર્થ્ય છે.

**પ્રશ્ન ૨ :** ભગવાનનુ અવ્યય માહાત્મ્ય કયુ ?

અવ્યય એટલે ક્ષયરહિત. અવિનાશી માહાત્મ્ય એટલે મહાત્માપણુ–મોટાઈ પરમાત્મા સૌ દૃષ્ટિએ પરમ મહાન છે. એની મહત્તાની સમતા નથી તો અધિકતાની તો વાત જ શી ? ભગવાનનુ માહાત્મ્ય એટલે આ અપાર સ્થાવર જગમ સૃષ્ટિ આ સૃષ્ટિ એટલે પ્રભુની અનન્ત શક્તિઓનો આવિષ્કાર અને શક્તિ અને શક્તિમાન એ જૂદા નથી આથી આ અનન્ત સૃષ્ટિરૂપે વિહાર એ જ પ્રભુનો મહાયોગ છે એ જ એનુ માહાત્મ્ય છે પ્રભુને કાળ સ્પર્શતો નથી વૃદ્ધિ કે ક્ષય અડતા નથી કાળ પણ તેનુ જ સ્વરૂપ છે આથી કાલદૃષ્ટિએ ભગવાનનુ આ અનત માહાત્મ્ય અવિનાશી છે. ત્રિકાલાબાધિત છે.

**પ્રશ્ન ૩ :** ભગવાનનુ વિશ્વરૂપ જોવા અર્જુને ઇચ્છા પ્રકટ કરી ત્યારે "મારાથી તે જોવાનુ શક્ય હોય તો મને બતાવો" એમ અર્જુન કેમ કહે છે ?

અર્જુનના આ કથનમાં એક મોટો સિદ્ધાંત છૂપાયો છે ભગવાનને જોવાની આપણી ઇચ્છા હોય છતાં ભગવાનને પોતાની જાત બતાવવાની ઇચ્છા ન હોય તો તેને ખરાં સ્વરૂપે કોઇ જોઈ શકતું નથી. ભગવાનનું સ્વરૂપદર્શન ભગવાનની ઇચ્છા ઉપર અવલંબે છે. આપણે ગમે તેટલાં ફાંફા મારીએ, ગમે તેટલા ધમપછાડા કરીએ, ગમે તેટલા બીજા ઉપાયો આચરીએ પણ જો ઇશ્વરને તે નામંજૂર થાય તો આપણું કર્યું ચાલતું નથી. આથી ઇશ્વરદર્શન ઇશ્વરેચ્છા ઉપર અવલંબે છે. અને આથી અર્જુન કહે છે કે મને ખબર નથી કે હું આપને જોઇ શકું કે નહીં. આથી હે ભગવન્! જો આપનાં દર્શન કરવાનો મને અધિકાર મળ્યો છે, એમ આપ માનતા હો તો આપ મને દર્શન દ્યો. આની પાછળ પણ ભગવાનની હઠીલાઈ નથી. ભગવાન દુર્દર્શ છે પણ તે કુયોગીને—જેના ચિત્તના મેલો દૂર નથી થયા હોતા, જેના હૃદયમા ઊંડે ઊંડે પણ મલિનતાનો જથ્થો રહ્યો હોય છે, સ્હેજ પણ અપવિત્રતા રહી હોય છે તેને પ્રભુદર્શન નથી થતાં. આથી છેવટે તો પ્રભુનાં અદર્શન એ પ્રભુની જકનું પરિણામ નથી, પણ આપણી મલિનતાનો જ બદલો છે. આથી જ્યારે આપણી પૂરી પ્રભુદર્શન માટે લાયકાત આવે છે કે તરત જ આપણને પ્રભુ દર્શન દે છે. પ્રભુ તો આપણને મળવા અનંતકાળથી અધીરા થઇ રહ્યા છે, અકળાઈ રહ્યા છે. પણ આપણે જ તેના દર્શન માટે ઇચ્છતા નથી. ઉલટું તેનું દર્શન ન થાય એવા જ પ્રપંચમા રાચીએ છીએ. માણસ જો તટસ્થતાથી પોતાની કરણી તપાસે તો ઉપલું કથન કેવળ સત્ય લાગશે. આપણી બધી પેરવી પ્રભુથી દૂર રહેવાની જ છે. અને આથી ભગવદ્દર્શન એ ભગવદિચ્છા ઉપર અવલંબે છે એમ માનીને એક જાતનું આશ્વાસન લઇએ. જો કે આ માન્યતામાં પ્રેરણા આપવાની શક્તિ છે પણ છેવટનો સિદ્ધાંત તો આપણી વારે જ પ્રભુદર્શનમાં વાર લાગે છે એ છે. આપણી લાયકાત આપણે કેળવીએ કે તરત અત્યાર સુધી છૂપાઈ રહેલો ભગવદનુગ્રહ ઉપર તરી આવે છે. અને ભગવાનનું હૃદયમા પ્રાકટ્ય એજ એમનો અનુગ્રહ છે.

પ્રશ્ન ૪: અર્જુનની પ્રાર્થના સાંભળી ભગવાને વિશ્વરૂપ બતાવતા પહેલાં "તારાં આજ ચક્ષુથી તું તે ન જોઇ શકે. તને હું દિવ્યદૃષ્ટિ આપું છું" એમ કહ્યુ તો તે દિવ્યદૃષ્ટિ કઈ? એ દિવ્યદૃષ્ટિ આપણે મેળવવી હોય તો શું કરવું પડે?

પરમાત્માનું મૂળ સ્વરૂપ અતિસૂક્ષ્મ છે પરમાત્મા સૂક્ષ્મતાની અવધિ છે. આંખ કાન વગેરે ઇન્દ્રિયો બાહ્ય પદાર્થોને પકડી શકે છે. ઇન્દ્રિયો પોતાને પણ પકડી શકતી નથી. તો ઇન્દ્રિયોથી સૂક્ષ્મ વસ્તુઓનું જ્ઞાન ઇન્દ્રિયો દ્વારા

કદી ન મળી શકે ઉપર કહ્યુ તેમ પરમાત્મા તો સૂક્ષ્મતમ રહ્યા આથી પરમાત્માનુ દર્શન ઇન્દ્રિય પ્રત્યક્ષ નથી ઇન્દ્રિય પ્રત્યક્ષને અપર પ્રત્યક્ષ કહેવામા આવે છે પણ પરમાત્મા પર પ્રત્યક્ષ છે આથી ચર્મચક્ષુ પરમાત્માને જોવા માટે અધિકારી નથી તેનમા એ યોગ્યતા નથી પરપ્રત્યક્ષ એટલે સમાધિજન્ય પ્રત્યક્ષ આથી દિવ્યદૃષ્ટિ એટલે સમાધિ હૃદયની જે અવસ્થામા કેવળ અર્થમાત્રને પ્રકાશિત કરનારી, સાત્વિક એકતાન વૃત્તિનો સદ્‌ભાવ હોય અગર તો તે પણ ન હોય ને કેવળ ધ્યેયની તન્મયતા જ હોય—તે અવસ્થાને સમાધિ કહેવામા આવે છે આ સમાધિ અવસ્થામા પરમાત્માનુ યથાર્થ દર્શન થાય છે એ પરપ્રત્યક્ષ છે આ અવસ્થામા દુનીઆના વિભક્ત નામરૂપ ગુણ કર્મ ધર્મની દૃષ્ટિએ અનન્ત પ્રકારે વિભક્ત દેખાતા પદાર્થોમા રહેલી એક—સૌને સાધનારી—સૌમા સમરસ રહેલી, અવિષમ, અખંડૈકરસ, સૂક્ષ્મતમ, ચિદાનન્દ મયી સત્તાનુ દર્શન થાય છે આ દર્શન એ જ્ઞાનપ્રસાદ છે ભગવત્કૃપાની ચરમભૂમિકા છે પુરુષ પ્રયત્નની અતિમ કૃતકૃત્યતા છે આ અવસ્થામા સ્થિતિ એટલે જ મુક્તિ છે! આપણે જો એવી દિવ્યદૃષ્ટિ મેળવવી હોય તો સમાધિના સાધનોનો દીર્ઘકાલ નિરન્તર સત્કારપૂર્વકનો દૃઢ અભ્યાસ કરવો રહ્યો યમ નિયમોના પાલનપૂર્વક મૈત્ર્યાદિ ભાવનાઓના સેવન સચયપૂર્વક, શ્રદ્ધા ભક્તિપૂર્વક હૃદયને રાગદ્વેષ રહિત કરવાનો નિરન્તર અથાક, પ્રયત્ન કરવો રહ્યો પ્રયત્નની સાથે ઇશ્વરકૃપા તો ચાલી જ આવે છે આથી સાધનના આચરણમા નિષ્ઠા જ એક માત્ર ઉપાય છે સાધન જ જ્યારે પરિપક્વ થાય છે ત્યારે સાધ્ય બની જાય છે ઉપાય એ ઉપેયની પૂર્વભૂમિકા છે ઉપેય એ ઉપાયની ચરમભૂમિકા છે

**પ્રશ્ન ૫. ભગવાને અર્જુનને જે રૂપ બતાવ્યુ તેની વિશેષતા શી હતી?**

જ્યા પહેલા એક કૃષ્ણ પરમાત્માનુ વિશ્વમોહન મુખ કમલ હતુ ત્યા અર્જુનને અનન્ત મુખો દેખાયા અનન્ત નયનો જણાયા અનેક અદ્‌ભુત દર્શનો થયા દિવ્ય આભરણો ભાળ્યા દિવ્ય આયુધો નિહાળ્યા સર્વ આશ્ચર્યમય અનન્ત અને સર્વત્ર હાજર દેવને તેણે વિલોક્યા અર્થાત્ ચરાચરમા તેને ભગવાનની અભિવ્યક્તિ પ્રત્યક્ષ થઈ એકની અદર અનન્ત બ્રહ્માંડને વિભક્ત થઈને વર્તતુ જોયુ પરમાત્માના એક રોમકૂપમા અનન્ત બ્રહ્માંડો તરવર તરવર થતા દેખાયા બસ આજ વિશેષતા વૃત્તિની ભારે ક્રાન્તિ દર્શનમા ફેરફાર અવળી દૃષ્ટિને ફેરવીને પ્રભુએ તેને સવળી દૃષ્ટિ દીધી અને તેજ મહાન ક્રાતિ છે સર્વત્ર ઇશ્વરમયતાનો અનુભવ એજ વિશેષતા

**પ્રશ્ન ૬ : એ વિશ્વરૂપનાં દર્શને અર્જુને કેવા ભાવો અનુભવ્યા?**

વિશ્વરૂપનાં દર્શને અર્જુન વિસ્મયથી ભરપૂર થઈ ગયો. તેનાં રોમાંચ ખડાં થયાં. તેને અનન્તતાનું ભાન થયું. તેનો અંતરાત્મા અદૃષ્ટપૂર્વ ભગવત્સ્વરૂપ જોઈને ગભરાઈ ઉઠયો. આ વિસ્મય, રોમાંચ, ગભરાટ, વ્યથા, વગેરે ભાવો આવે પ્રસંગે કેવળ કુદરતી છે. અલ્પજ્ઞ અને અલ્પશક્તિ વામન જીવ સર્વજ્ઞ અને સર્વશક્તિ ભૂમાના અનન્ત નામરૂપે વિસ્તાર પામેલાં સ્વરૂપને જોઈને વિસ્મય પામે જ. તેને અનિચ્છાએ પણ અહોભાવ જાગે! રોમાંચ ખડાં થાય ત્યારે પહેલાં ત્વચામાં કીડી ચાલતી હોય અને જેવી વેદના થાય તેવી વેદના થઈ આવે છે. એ એક મહાસાત્વિક ભાવ છે. અને ગભરાટ અને વ્યથા તો એકાએક ન ધારેલાં, ન કલ્પેલાં સ્વરૂપનાં દર્શને થાય જ! અર્જુને વિશ્વરૂપ જોવાને ઇચ્છા તો કરી પણ પોતાની ઇચ્છાના સ્વરૂપની તેને પૂર્ણ કલ્પના ન હતી! સામાન્ય રીતે માણસ સીમિત દર્શનમાં કેળવાયેલો હોય છે. તેને એકાએક અસીમ તત્ત્વનાં દર્શન થાય એટલે પોતાની ક્ષુલ્લકતા, ક્ષુદ્રતા, તુચ્છતા, હીનતા, લઘુતાનો એક બાજુ સામટો ખ્યાલ ધસે છે. બીજી બાજુ પરમ તત્ત્વની મહત્તા, ભવ્યતા, સારવત્તા, ઉચ્ચતા, ગુરુતાનો એકાએક ખ્યાલ ધસે છે. આ બે ખ્યાલોના સંઘર્ષમાંથી અભૂતપૂર્વ ગભરાટ અને વ્યથા પેદા થાય છે. અર્જુનની બાબતમાં આ બધાય ખ્યાલો સ્વાભાવિક અને ઉન્નતિ વ્યંજક છે. આ દર્શન પન્ત્વે જેને જેને આવા ખ્યાલો પેદા થાય તે સૌને માટે એ ઉન્નતિપ્રેરક છે.

**પ્રશ્ન ૭ :** ભગવાનનાં વિશ્વરૂપના દર્શને "આપને જોઇને મારો અંતરાત્મા પ્રવ્યથિત થયો છે, મને ધીરજ કે શાન્તિ નથી" આવો એકાએક ભાવ અર્જુનને કેમ થયો!

અર્જુને શું ઇચ્છયું હતુ તેનો તેને પણ પૂરો ખ્યાલ ન હતો. તળાવમાં સમુદ્ર ઉલટે, અને તળાવની શી સ્થિતિ થાય? તળાવ બીચારું છલોછલ ઉભરાઈ જાય, તેની પાળ તૂટી જાય, તેનુ પૃથક્ અસ્તિત્વ ટળી જાય! તે હતું ન હતું થઇ જાય! અનન્ત અને અસીમ પરમાત્મા એકાએક જીવના હૃદયમાં ઠલવાય તો જીવ બીચારો મૂંઝાઇ જાય! તેની અહંતાની પાળ તૂટી જાય. અને અહંતા તૂટતાં વેદના તો થાય તેની ચીકણી મમતા ધોવાય! ફોડો ફુટતાં અને પરુ વહતાં જેમ વેદના થાય તેમ અહંતાનો ફોડો ફુટતાં અને મમતાનું પરું વહી જતા અકથ્ય વેદના થાય છે. પણ તે વેદના એ રૂઝની વેદના છે. જીવને પોતાના અસ્તિત્વનો ભારે દુરાગ્રહ હોય છે—જે રૂપે; એ હોય તે રૂપે જ નેહેવાનું એને ગમે છે. પરમાત્માનું વિશ્વરૂપ અંદર ઠલવાનાં

તેનું પૃથક્ અસ્તિત્વ જાણે મટી જતુ હોય. તે જાણે હતો ન હતો થઈ જતો હોય એવુ થાય છે. આ પરિસ્થિતિમાં અંતરાત્મા વ્યથિત થાય. ધીરજ કે શાંતિ ન જળવાય તો ઠપકો યોગ્ય નથી. એ સંસાર રઝવાની નીશાની છે. આથી અર્જુનના આ અનુભવ ખૂબ જ કઠિન છે

**પ્રશ્ન ૮ :** ભગવાનને રોજનો ઓળખનો અર્જુન 'કહો, આપ કેમ રૂપ ધર્યું છે ?—હું આપને ઓળખવા ચહું છું. આપની પ્રવૃત્તિ હું જાણતો નથી" એમ કેમ કહે છે ?

યદ્યપિ અર્જુન ભગવાનનો નિત્ય પરિચિત હતો પણ તેને તેમનો જે પરિચય હતો તે આંશિક હતો. કેવળ ભગવાનના માનવી સ્વરૂપનો તેને માનવ સુલભ તેટલો પરિચય હતો. ભગવાનની રૂપમાધુરીની જ તેને ઓળખ હતી. અહીં તો ભગવાનનુ વિરાટ સ્વરૂપ અને તેમાય કાળ ભગવાનનાં રૌદ્ર સ્વરૂપનું દર્શન થયું ! અર્જુનને આ રૂપની સહેજે કલ્પના ન હતી ! ચોમેર પ્રસરી રહેલાં સર્જનની અંદર આવો અપૂર્વદૃષ્ટ સંહાર જોઈને એ એબાકળો બની જ જાય ! ભગવાનની ભયાનક સંહાર શક્તિથી અપરિચિત અર્જુન બ્હીનો બ્હીનો ભગવાનના અપરિચિત સ્વરૂપની ઓળખ માગે છે. ભગવાનને ઓળખવા બહુ મુશ્કેલ છે એક માણસને પણ પૂરો પામવો અશક્ય છે તો પછી અખિલ બ્રહ્માંડના નાયકનો તાગ મેળવવો તે કેટલો અશક્ય ? ભગવાન પોતાની કોઈ એક શક્તિદ્વારા સર્જન કરતા જણાય છે કોઈ એક શક્તિદ્વારા સ્થિતિ સંભાળતા દેખાય છે તો કોઈ એક શક્તિદ્વારા સંહાર કરતા જણાય છે ! આ બધુ એકી વખતે થાયે છે એક જ ભગવાનની એકી વખતે ચાલી રહેલી આ પરસ્પર વિરોધી પ્રવૃત્તિઓને કોણ માપી શકે ? આથી ભગવાનના ઈરાદાનો પાર પામી શકાય એમ નથી આથી એકલો અર્જુન જ નહી— તમામ પ્રભુ દ્રષ્ટાઓનો એકરાર છે કે–"આપની પ્રવૃત્તિ હું જાણતો નથી." ભગવાનને જે સાચી રીતે જાણે છે તેને આજ અનુભવ થાય છે કે હુ ભગવાનને જાણતો નથી આ જાણવા છતા ન જાણ્યાપણાનો જ અનુભવ તે જ્ઞાનની અનન્તતા અને અપારતા અને ગભીરતાનો સૂચક છે. આ "જ્ઞાન–અજ્ઞાન" એ પૂરુ જ્ઞાન છે ! આથી ભગવદ્દર્શને અર્જુનનો અહોભાવમાંથી સ્ફુરેલો પોતાની અલ્પજ્ઞતાનો એકરાર એ સત્યપક્ષપાતી અનુભવ છે

**પ્રશ્ન ૯ :** "હુ કાળ છુ, લોકક્ષય કરવા બેઠો છુ. તુ ન હશે તો પણ આ બધા તો ગયા જ જાણ માટે તુ ઊઠ–ઊઠ મારા મારેલાને માર, તુ નિમિત્તમાત્ર થા." આ વાક્યોમા ભગવાનની દાદાગીરી નથી લાગતી ? અર્જુનને ભયભીત કરી પોતનો મત ખરો કરાવવાની દાનત નથી ? જો ન હોય તો એ વાક્યોનો સાચો આશય શો ?

ઉપર ઉપરથી જોતાં તો એમજ લાગે કે ભગવાનની આ દાદાગીરી છે. કોઈને ભયભીત કરી પોતાનો કક્કો સાચો કરવાની જ દાનત છે. પણ એ બિલકુલ અસત્ય છે. આ વાક્યો દાદાગીરીએ નથી તેમ ભગવાનને સ્વ સમર્થનનો દુરાગ્રહ પણ નથી. પણ સત્યનું પ્રતિપાદન છે. ભગવાન જેવું છે તેવું જ કહે છે. કાળરૂપે ભગવાન લોક સંહાર કરે છે. લોક સંહારમાં કોઈના ઉપર પક્ષપાત નથી. તેમાં સ્વજન પરજન, રાગદ્વેષ, વગેરેનો સ્હેજે લેપ નથી. અનાદિ સૃષ્ટિમાં અનન્ત કાળથી જેવી વ્યવસ્થા જોઈએ તેવી જ થયેલી છે. આથી જે કાંઈ કોઈ દ્વારા થાય તે થવામાં દૈવ પણ અનેક કારણોમાંનું એક કારણ છે અને આ દૈવ દુરતિક્રમ છે. તે દૈવ નિયન્તા ભગવાન છે. આ દૈવ કેવી રીતે કામ કરે છે તે જાણવું કે સમજવું મુશ્કેલ છે. અને આથી જે કાંઈ થવા યોગ્ય જેના દ્વારા થાય ને થવાનું તો છે જ. જેના દ્વારા એ થવા સર્જિત તેને નિમિત્ત બનાવ્યા સિવાય દૈવ જંપતું નથી. જેના દ્વારા એ થાય તે થનાર વસ્તુની સાથે તદ્રૂપ થઈ, પોતે તેનો કર્તા છે એમ માની લઈને જે વર્તે છે તે અયોગ્ય છે। વિશ્વની આંતર વ્યવસ્થાની સાચી સમજ આવવાથી આપણે સૌ નિમિત્ત છીએ એ દર્શનની ગતયના વર્તાય છે. ત્યાં સુધી સમજના ઘોંટાળામાંથી મુક્ત થવાનું નથી. આથી ભગવાનના કથન ઉપર આરોપ ચડાવવાથી સત્ય ફેરવાઈ જતું નથી. ઉલટું આરોપી સત્યથી વેગળો થઈ દુ:ખી થાય છે.

**પ્રશ્ન ૧૦:** ભગવાનના ગુણાનુવાદથી જગત ખુશ થાય છે. ભક્તિથી તરબોળ થાય છે અને રાક્ષસો નાસભાગ કરે છે–શું આ સત્ય છે કે પછી બીધેલા અર્જુનની જુલમી આગળ ભયપ્રેરિત દીનદશા છે?

આ વિધાન સત્યથી પણ સત્ય છે. ભગવાનનો ગુણાનુવાદ એટલે સત્યની પરમ આરાધના. ગુણનો અર્થ જ સત્ય ધર્મ છે. સત્યમાં આનન્દ છે. આથી સત્ય સ્વરૂપ ભગવાનના અનન્ત ગુણોનો સમજપૂર્વક અનુવાદ કરવાથી, કીર્તન કથન, કરવાથી, અંતરની નિર્બાધ પ્રસન્નતા પેદા થાય છે. અને જેમ જેમ આંતર પ્રસન્નતાની દીપ્તિ વધે છે તેમ તેમ ભગવાનને લગની પ્રીતિ વૃદ્ધિગત થાય છે જેમ પ્રકાશ આવ્યો એટલે અંધારાને ભાગ્યે જ છૂટકો થાય છે તેમ પ્રભુના ગુણાનુવાદરૂપી પ્રકાશ પ્રસરે કે તરત અંધારાથી ભરપૂર રાક્ષસી વૃત્તિવાળાને દૂર ભાગેજ છૂટકો. પરમયોગી શુકદેવજી સ્વાનુભવે કહે.છે કે आत्मारामाऽपि मुनयो निर्ग्रंथा अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिं इत्थंभूतगुणो हरिः ॥– પ્રભુરૂપી પદાર્થ જ એવો છે કે તેના ઉપર પ્રીતિ થયા વિના ન રહે આથી આ કેવળ સત્ય છે અને બીધેલા અર્જુનની જુલમી આગળ ભયપ્રેરિત દીનદશા નથી. પણ સત્યનાં દર્શન પામેલા અર્જુનનો ઉલ્લાસભર્યો સત્યનો એકરાર છે.

**પ્રશ્ન ૧૧ :** કયા કારણે ભગવાન જ નમસ્કારને યોગ્ય છે?

નમસ્કાર આદરજન્ય હોય છે. પ્રણામમાં પ્રણમ્યની મહત્તાનો નિષ્કલેશ સ્વીકાર હોય છે. પ્રણામ કરનાર જેને પ્રણામ કરે છે તેની સરખામણીમાં પોતાની અલ્પતાનો ભાનપૂર્વકનો સ્વીકાર કરી, પોતાની યોગ્યતાનો આંક મૂકી, સામાને તેનું યોગ્ય આપે છે. ભગવાન પ્રણામ યોગ્ય છે. કેમકે તે સૃષ્ટિના પ્રપિતામહ બ્રહ્માથી પણ અદકા છે! સૃષ્ટિના પિતા પૂજ્ય અને પ્રણમ્ય છે. પિતામહ પૂજ્યતર છે. પ્રપિતામહ પૂજ્યતમ છે. અને તેનાથી પણ અદકા પ્રભુ તો સૌથી પૂજ્યતમ છે. વળી આ પ્રભુ જ સદસદ્ રૂપે વિલસી રહ્યા છે. એજ જ્ઞાન જ્ઞેય, જ્ઞાતા રૂપે વર્તી રહ્યા છે. સૃષ્ટિને નિર્માણ કરતી અને નિભાવતી દેવતા નામની ઈશ્વરીય શક્તિઓ પણ પ્રભુનો જ પ્રજ્ઞાવિલાસ છે! આથી પરમાત્મા એક જ સર્વભાવે રહેલા હોઇને સર્વત્ર પ્રણમ્ય છે!

**પ્રશ્ન ૧૨ :** ભગવાનને અર્જુન ચોમેર લળી લળીને કેમ પ્રણામ કરે છે? એની પાછળ શો હેતુ?

અત્યાર સુધી અર્જુનનો ભગવાન માનવકૃતિ રૂપે જ મર્યાદિત લાગતો હતો. પણ તેનાં અંતરના આવરણો ભેદાઈ જતા દિવ્યદ્રષ્ટિ પ્રાપ્ત થતાં હવે તેને સર્વત્ર ભગવાન જ ભગવાન છલોછલ ભરેલા દેખાયા! દશે દિશામાં તેને સિવાય કે ભગવાન કશું દેખાતુ નથી! આથી હવે તેનો અહંભાવ ઓગળી ગયેલ હોવાથી, પરમ પ્રેમથી તેને પ્રભુને પ્રણામ કરવા સિવાય બીજું કાંઈ સમજાતું નથી. અને પ્રભુ તો ચારે કોર તેને છલોછલ ઉભરાતા જણાય છે. આથી જ્યાં જ્યાં એ વળે છે ત્યા ત્યા તેને પ્રભુ પુરોહિત દેખાતા હોઇને લળી લળીને પ્રણામ સિવાય કશુ સૂઝતુ નથી. ક્ની ગયેલો અહંકાર જ્યારે શૂન્યવત્ થઇ જાય છે ત્યારે ઇશ્વરની પ્રેયમી નમ્રતા પ્રગટે છે. આ નમ્રતા હૃદયમાં ઇશ્વરની વાહક બને છે. આથી પરમ નમ્રતાનો આ ચમત્કાર અગર તો અનિવાર્ય પ્રભાવ છે.

**પ્રશ્ન ૧૩ :** અર્જુનના ક્ષમાપન પાછળ મનોદશા કઇ છે? બન્ને સૈન્યની વચ્ચે મારો રથ સ્થાપો એમ શેઠના રૂઆબથી કહેતો અર્જુન અહીં કેવળ પાણીપોચો કેમ બની જાય છે? ક્ષમા યાચવા સુધી કેમ એ આવી ગયો?

જીવને જ્યા સુધી વિશ્વમાં પોતાનાં વાસ્તવિક સ્થાનની સાચી સમજ નથી આવતી ત્યા સુધી એ માની અને સ્તબ્ધ રહે છે પરંતુ આ વિશ્વની અપાર વિશાળતામાં જ્યા એક વખત તેને પોતાનાં વાસ્તવિક સ્થાનની સાચી સમજ આવે છે ત્યાં એ અમાની બની જાય છે પહેલાં અર્જુન માની હતો, વિશ્વરૂપનાં દર્શને તે અમાની થઇ ગયો! માનીપણામાં રૂઆબ હોય, અકડના હોય; પોતાને વિષે વિષમ અને વિચિત્ર ખ્યાલો હોય; અમાનીપણામાં સાત્વિક

ન્ય હોય, નમ્રતા હોય, પોતાના સ્થાન વિષે સમ અને યોગ્ય ખ્યાલ હોય છે અને માની મટી જે અમાની થાય તેને માની થવા બદલ પશ્ચાત્તાપ થાય. અર્જુનને પણ આવો પશ્ચાત્તાપ થયો અને અનન્ત વિરાટ્ ભૂમા શક્તિની સમક્ષ પોતે ઘાસનાં તણખલા જેટલો એ નથી એ ભાન આવતાં એને ક્ષમાપન માટે સ્ફુરણા થાય એ યોગ્યતમ છે. અહંકાર માણસના હૃદયને ખૂબ તંગ રાખે છે. એ અહંકાર ફૂટી જતાં એ નરમઘેંસ બની જાય છે. આવું અર્જુનને હૃદયથી થયુ હતુ

**પ્રશ્ન ૧૪ :** રોજનું પરિચિતરૂપ જોવાની જ અર્જુનને કેમ એકદમ ભાવના થઈ આવી ?

દરેક જીવને પોતાના આકાર જેવો જ ભગવાન હોય એવી ઇચ્છા થતી હોય તો તે અશક્ય નથી. માનવ ભગવાનની કલ્પના કરે તો તે પોતાના જેવાજ આકારવાળા ભગવાનની કલ્પના કરે. એજ વધારે કુદરતી છે. માનવ માનવાકૃતિને જોઇને રીઝે તો તેનો વાંક કેમ કઢાય ? કેમકે તે તે રીતે રીઝવાને ટેવાયેલો છે. વિરાટ ભગવાનનાં બીમકાંત સ્વરૂપ જોવાને તેને રોજની તક નથી. રોજ તો માનવીય આકારેજ તેણે ભગવાનને જોયેલા. આથી ભારે ભયાજનક વિરાટ્રૂપ જોયા પછી સૌમ્ય માનુષ સ્વરૂપની દર્શન ઇચ્છા સ્વાભાવિક છે. તેમ થાય તોજ અસ્વસ્થતા ટળે અને સ્વાસ્થ્ય મળે એટલે અર્જુનને ભગવાનના રોજના પરિચિત માનવીય આકારને જોવાની જ ઇચ્છા સ્વાભાવિક છે. માનવ હૃદયને એજ રીતે સમાધાન મળે.

**પ્રશ્ન ૧૫ :** ભગવાન જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે વિશ્વરૂપ બતાવે છે એટલે શું ?

આનો અર્થ એ કે જ્યાંસુધી પરમાત્મા પોતાના જન ઉપર પ્રસન્ન થતા નથી ત્યા સુધી પોતાના પૂર્ણસ્વરૂપનાં દર્શનનો તેને લાભ મળતો નથી. પરમાત્માના આંશિક દર્શન ક્વચિત્ થાય. પૂર્ણ સ્વરૂપે એમનાં દર્શન એમની પ્રસન્નતા અને ઇચ્છા ઉપર અવલંબે છે. વિશ્વમાં પામરને અનંત ભેદો જણાય છે. એ અનંત ભેદો જણાય છે એટલુ જ. વાસ્તવિક રીતે એ ભેદ એક અખંડ અભેદના પાયા ઉપર ચમકી રહ્યો છે. એ અખંડ અભેદ વસ્તુમાત્રને સાંધનારી સાંકળ છે. ભગવાનની પ્રસન્નતા તો સૌના ઉપર એક સરખી છે. પણ તે પ્રસન્નતાને ગ્રહણ કરવાની યોગ્યતા આપણા હૃદયની પ્રસન્નતા એટલે કે પવિત્રતા અને નિર્મળતા ઉપર અવલંબે છે. આનો અર્થ એ થયો કે વિશ્વમાં પ્રભુદર્શન શુદ્ધિ—અત્યંત શુદ્ધિ—સંપાદ્ય છે. જે મેલ વિનાનો થયો તેને ભગવદનુગ્રહ થયા સિવાય રહેતો જ નથી. વિશ્વરૂપે ભગવાનને ભાળવામાં આપણો મેલ ધોવાય એટલો જ વિલંબ છે.

પ્રશ્ન ૧૬ : વેદ વગેરેથી ભગવાનને આ રીતે જોવા શક્ય નથી તો પછી એ બધુય ખોટુ જ ને ? એનો ઉપયોગ શો ?

વેદ વગેરેથી ભગવાનને જોવા શક્ય નથી એટલે એ બધુ ય ખોટુ જ એવા ઉતાવળીઆ નિર્ણય ઉપર આવી જવાની જરૂર નથી વેદ વગેરે ભગવદ્દર્શનમા સાક્ષાત્ સાધન નથી એટલુ જ એમા સૂચિત છે એ બધા ય ઉપકારક છે અને ખૂબ ઉપકારક છે એ બધા શુદ્ધિનાં સાધન છે. શુદ્ધિ જન્માવીને એ બધા ક્ષીણ થઈ જાય છે ભગવાનનુ દર્શન વેદાદિને આધારે નથી સ્વાધારે છે સ્વસવેદ્ય છે એ સ્વસવેદ્યમા અશુદ્ધિને દૂર કરવામા એ બધાયનો ફાળો છે અશુદ્ધિ દૂર થાય અને શુદ્ધિ પ્રકટે ત્યા સુધી એ બધાય ઉપયોગી છે કન્યાને પતિને માટે લાયક બનાવવામા માતાપિતા આદિ વડીલોનો ફાળો છે તેને પરણાવી સાસરે વળાવવા સુધીના તેઓ સહકારી છે પછી તો પતિ મિલન કન્યાએ સ્વયમેવ સાધી લેવુ પડે છે બુદ્ધિરૂપી કન્યાને પ્રભુરૂપી પતિને લાયક બનાવવામાં વેદાદિ માતાપિતાની ગરજ સારે છે તેને પ્રભુગૃહે વળાવવા માટે પાદર સુધી તેઓ આવે પછી તો બુદ્ધિ જ સ્વયમેવ સ્વપતિ-મિલન સાધે છે તે બે એકબીજાને કેવી રીતે સેવે છે તે તે બેજ જાણે એ ખાનગી વાત છે 'સ્વસવેદ્ય છે

પ્રશ્ન ૧૭ "મારુ પેતુ જ રૂપ પાછુ બતે એમ કહીને ભગવાને પોતાનુ રોજીદુ સ્વરૂપ બનાવ્યુ-એટલે ભગવાને શુ કર્યુ ? કાઈ જાદુગરી જેવુ આ નથી લાગતુ ?

ભગવાને પોતાનુ રોજીદુ સ્વરૂપ બનાવ્યુ એટલે કે અર્જુનને જે દિવ્યદ્રષ્ટિ આપી હતી તે પાછી ખેચી લીધી જ્યાં સુધી અર્જુન હૃદયની અનાહત, અવિક્ષિપ્ત સાત્વિક નિરોધની સ્થિતિમા ઇશ્વર કૃપાએ હતો ત્યા સુધી તેના હૃદયમા વિરાટ પ્રભુના દર્શન થતા હતા-વિરાટમા તેનુ હૃદય એકાગ્ર થયુ હતુ આ સ્થિતિ વિના અભ્યાસે દીર્ઘકાલ ટકતી નથી આથી ભગવાને અર્જુનને આપેલી સમાધિમય દ્રષ્ટિ તેમણે ખેચી લીધી એટલે પૂર્વવત્ અર્જુને ભગવાનને તેના માનવીય સ્વરૂપમા જોયા એમા જાદુગરી જેવુ કશુ નથી આ હકીકત છે દરેક યોગ સાધકનો આ અનુભવ હોય છે હૃદયની પવિત્ર એકાગ્રતામા વિશ્વદર્શનનુ સામર્થ્ય છે પણ ચોવીસે કલાક એ સ્થિતિ સાધક દશામા ટકતી ન હોવાથી, ઇતર વૃત્તિની સરૂપતા એટલે કે વ્યુત્થાન કાલમા નામરૂપ ભેદે ભેદાયેલુ જગત જણાય છે અને માની લ્યો કે એ ભગવાનની જાદુગીરી હતી તોય શો ગેરલાભ ? ભગવાન જેવો જાદુગર બીજો છે પણ કોણ ? ભગવાનના પૂરા સામર્થ્યનો સ્વીકાર કરનાર અને જાણનારને આખુ જગત ભગવાનની અજબ જાદુગીરી કે એ સ્વીકારતા સ્હેજે દર્શન ક્ષતિ જણાતી નથી

પ્રશ્ન ૧૮ ભગવાનનુ માનુષી સ્વરૂપ જોઇનેજ અર્જુનને કેમ શાંતિ વળી ?

ભગવાનનુ માનવીય સ્વરૂપ સૌમ્ય હતુ મધુર હતુ, પ્રિયદર્શન હતુ રોજનુ પરિચિત હતુ વિશ્વરૂપ ઉગ્ર હતુ વ્યથાજનક હતુ જીવનમા એક જ વેળા જોયુ હતુ આથી વિશ્વરૂપની બીક કાતતાને લઇને એમાથી મની

ગયેલ અર્જુનને નિત્ય પરિચિત, મધુર, માનવીય રૂપ જોઇને શાંતિ વળે એમાં આશ્ચર્ય નથી. એજ રીતે એની વ્યથાનું શમન થાય। વળી ઉપર સૂચિત કર્યું છે તેમ માનવને પોતાની છબિ જેવી જ ભગવાનની છબિ જોવી ગમે છે, અને તે કુદરતી છે. આથી પણ માનવાકૃતિ ભગવાનને જોઇને અને શાંતિ વળે એ ઉચિત છે.

**પ્રશ્ન ૧૯ :** અનન્ય ભક્તિથી જ હું આ રૂપે દેખા દઉં છું એટલુંજ નહીં પણ મને જાણવો અને મારાં તે સ્વરૂપે રહેવા માટે પણ તેજ એક ઉપાય છે. તે અનન્ય ભક્તિ એટલે શું ?

ભગવાનના તાત્વિક જ્ઞાન દર્શન અને તત્નિષ્ઠા માટે એક માત્ર ઉપાય છે તે અનન્યભક્તિ. ભક્તિ એટલે પરમ પ્રેમ. એ પરમ પ્રેમનો વિષય એક માત્ર પ્રભુ હોવો ઘટે. પ્રભુ સિવાય ભક્તિ ક્યાંયે ભટકતી ન હોવી ઘટે. પ્રેમપાત્રમાં એક નિષ્ઠા એટલે અનન્ય ભક્તિ. વળી પ્રેમ પ્રેમપાત્રના સુખે સુખી થાય છે. ભક્તના પ્રેમનું પાત્ર છે વિશ્વરૂપ ભગવાન, આથી વિશ્વરૂપ ભગવાનના સુખે સુખી થવાનું જ ભક્ત જાણે છે. અર્થાત્ પ્રાણીમાત્રના સુખે સુખી થવાની જે તત્પરતા, તેને દુઃખી ન કરવાની જે સદા જાગ્રત કુશળતા, તેને અનન્ય ભક્તિનું આચારમાં ઉતારેલું રૂપ જાણવું. આવી ભક્તિ દેહાદિ બુદ્ધિ પર્યન્તમાં અનાસક્તિ–પરિપૂર્ણ અનાસક્તિ સિવાય સંભવી શકતી નથી. આથી અનન્ય ભક્તિનો છેવટનો અર્થ થાય છે આત્મામાં પરમાત્માના જ્ઞાનને લઇને આવેલી ગુણમાત્રમાં અલ્પબુદ્ધિ, વિષય રસિકતાનો પૂર્ણ અભાવ અને તેમાંથી ઉપજતી પ્રાણીમાત્ર પ્રત્યેની પ્રેમોદાર વૃત્તિ, સૌમાં સ્વરૂપ સત્તાનું સ્વાભાવિક ભાન, અને તન્મૂલક આત્મૌપમ્ય વર્તન એટલે પરમ પ્રેમ અર્થાત્ અનન્ય ભક્તિ છે. જ્ઞાન, કર્મ, યોગ વગેરેની જે પરિણામ ભૂમિ છે તે ભક્તિ છે.

**પ્રશ્ન ૨૦:** ભગવાનને પામનારામાં કયા ગુણોનો સ્થિર–વિકાસ આવશ્યક છે ?

નિષ્કામ ભાવે કર્મ કરવાની ટેવ, ઇશ્વરને શરણે રહેવાનું શીલ, ઇશ્વર પ્રત્યેનો નિર્મળ પ્રેમ, દેહાદિમાં અનાસક્તિ, અને પ્રાણીમાત્રમાં સ્વરૂપનું સતત દર્શન–આટલાં ભગવાનને આત્મસાત્ કરવામાં સાધન છે. એટલે કે આટલા ગુણોની સ્થિરતા પ્રભુને પામવા માટે આવશ્યક છે. નિષ્કામતામાં સ્વાર્થનો અભાવ હોય છે એટલે કે પરમાર્થ કરવામાં જ પરમ સ્વાર્થ છૂપાયેલ હોવાથી ભગવાનને પામવાને ઇચ્છનારને કોઇપણ એવો સ્વાર્થ કર્મ કરવામાં પ્રેરક હોતો નથી. ઇશ્વરને શરણે રહેવું એજ એકમાત્ર ધર્મ થઇ પડે છે કેમકે સાચું શરણ તેનું જ છે. ઇશ્વર સિવાયનું કોઇપણ શરણ છેવટે દગો દે છે. આથી ભગવાનનું શરણ જ શરણ છે એ તો પરમ વિવેકની દૃઢતામાંથી ફળે છે ઇશ્વરપ્રીતિ ઇશ્વર પ્રાપ્તિમાં એકમાત્ર આવશ્યક શરત છે. ઇશ્વરપ્રીતિ જો અવ્યભિચારી છે તો દેહાદિમાં આસક્તિ વિવેક યુક્ત નથી. આથી પ્રભુપ્રેમી દેહાદિનાં ખપ પૂરતા જ મૂલ્યાંકન આંકે છે અને સૌમાં સ્વરૂપ ભાન એ તો આ બધાંને અંતે સ્વયમેવ આવે છે આટલી ગુણ સંપત્તિમાં ભગવત્પ્રાપ્તિ છૂપાઇ છે.

॥ इति विश्वरूपदर्शनयोगः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

ૐ

## ॥ अथ भक्तियोगः ॥

**પ્રશ્ન ૧ :** વ્યક્ત અને અવ્યક્તના સેવકોમાં ઉત્તમ કોણ એ પ્રશ્ન કેવી રીતે થયો?

ભગવાનના આગળ પાછળના વચનોનું પર્યાલોચન કરતાં આ પ્રશ્ન ઉદ્‌ભવ્યો છે યદ્યપિ ભગવાનનું વચન તે તે પ્રસંગે નિઃસંદેહ છે છતાં તે વચનોમાં ઉપરથી લાગતો વિરોધ પણ વધુ વિચારે શમી જાય છે આઠમા અધ્યાયમાં ભગવાને "अव्यक्तोऽक्षर इत्युक्तो" એ શબ્દોમાં અવ્યક્ત અક્ષર પરમાત્માની ભક્તિ એ પરમગતિનું સાધન છે એમ જણાવ્યું હતું અને આગળના-અગીઆરમા અધ્યાયમાં અંતે "भक्त्या तु अनन्यया" વગેરે શબ્દોમાં વિશ્વરૂપ વ્યક્ત પરમાત્માની ભક્તિ એ પરમગતિનું સાધન છે એમ કહ્યું આથી કુદરતી રીતે જ આ પ્રશ્નનું ઉત્થાન થાય છે વળી સગુણ-નિર્ગુણ, વ્યક્તાવ્યક્ત ઇશ્વરની ભક્તિ ભૂમિકા ક્રમે અવિરોધી છે એ નિર્ણય આપવા માટે પણ આ પ્રશ્નનું ઉત્થાન જરૂરી છે. વળી એ બે પૈકી જીવને માટે સરળ અને સૌની પહોંચમાં આવે એવી કઈ ભક્તિ છે એ પણ ભગવાન સુહૃદ્‌ભાવે બતાવી શકે અને એ રીતે જીવ જાતના ઉપરની એમની નિર્વ્યાજપ્રીતિથી સૌના હિતચિંતન ભગવાનનું હૃદય પણ જાણી શકાય એ માટે પણ પ્રશ્ન ઉચિત છે.

**પ્રશ્ન ૨ :** ભગવાનની દૃષ્ટિએ ઉત્તમ કોણ? અને શા માટે? તેવા ભક્તોના જીવનમાં કયા વિશેષણો પચી ગયેલા હોય છે?

ભગવાનને માટે ઉત્તમ અધમ માર્ગ નથી પણ જીવે માર્ગ પસંદ કરવાનો હોવાથી ભગવાન જીવની શક્તિને ધ્યાનમાં રાખી, પોતાનો પક્ષપાત વ્યક્તેશ્વરની ભક્તિ માટે દર્શાવે છે આથી ભગવાન જ્યારે વ્યક્ત ઇશ્વર ઉપાસના ઉપર પોતાનો પક્ષપાત બતાવે છે ત્યારે તે ભગવાનનો મત છે એમ ન માનતા તે જીવને માટે વધારે સરળ અને તત્કાળ હિતકર્તા છે એથી ભગવાન વ્યક્તોપાસના માટેનું મમત્વ બતાવે છે એમ સમજવું ઘટે ભગવાને પોતાને મેળવવાના નથી જીવે ભગવાનનું મિલન સાધવાનું છે આથી ભગવાનની

પસંદગી જીવનની હિતદૃષ્ટિએ જ મંજાવી શકે. એવા ભક્તોનાં મન ભગવાનમાં ઓતપ્રોત થઇ જાય છે. અર્થાત્ વિશ્વરૂપનાં દર્શને એમને નામરૂપના ભેદે વહેચાયેલા આ વિશ્વમાં ભિન્નતા મહત્ત્વની નથી રહેતી, એ બધામાં અદૃશ્યપણે પણ મનોજ્ઞ રીતે વળેલી અભિન્નતા જ તેમનાં હૃદયમાં વસે છે. ભેદમાં રહેલા અભેદમાં તેમનું મન નિરન્તર વસે છે. આ ઉપરાંત તેઓ પરમ શ્રદ્ધાળુ હોય છે એમની શ્રધ્ધા અચલ હોય છે શ્રદ્ધા એટલે ચરિતબુદ્ધિ. ઇશ્વર જ સર્વરૂપે અને સર્વનામે છે, સર્વમાં છે. સ્વયમેવ છે. એવી અચલ અને નીતરી તેમની મતિ હોય છે. તેમના હૃદયનો આ નિષ્કલેશ અનુભવ હોય છે. અને આથી ભગવાન્મના શ્રદ્ધાળુ ભક્ત વિશ્વરૂપ પરમાત્માની સેવામાં નિરન્તર દત્તચિત્ત હોય છે. ત્યાગપ્રધાન સેવા. અને એ સેવાના ગર્ભમાં જેટલી વસ્તુઓ સમાઇ શકે તે તમામથી યુક્ત તેવા ભક્તો હોય છે—હોવા જોઇએ.

**પ્રશ્ન ૩: અવ્યક્તના ઉપાસકોની જીવનદૃષ્ટિ અને જીવનસરણિ કેવી હોય છે?**

વ્યક્તના ઉપાસકોની દૃષ્ટિ વિધિમુખી હોય છે. અવ્યક્તના ઉપાસકોની દૃષ્ટિ નિષેધ મુખી હોય છે, વ્યક્તના ભક્તો સર્વરૂપ ભગવાન છે એમ સમજે છે અને તે ઉપરાંત પણ—**अतो ज्यायाँश्च पूरुषः**—એમ સમજે છે. અવ્યક્તભક્ત **नेति नेति**—આ રૂપ નહીં—આ રૂપ નહીં—એ બધાથી વ્યતિરિક્ત જ ઇશ્વર હોય છે એવી સમજવાળા હોય છે. અવ્યક્ત ઉપાસક આમ બુદ્ધિજીવી થઇ પછી શ્રધ્ધાજીવી બને છે. વ્યક્તના ઉપાસકો પહેલેથી જ હૃદયજીવી અને શ્રધ્ધાજીવી હોય છે. બન્નેમાં ઇન્દ્રિયોનો સયમ, સમબુધ્ધિપણું અને સર્વભૂતહિતરતતા હોય છે. પણ એકને વ્યક્તોપાસના સ્વીકારતાં બુધ્ધિનો બળવો સમાવવો પડે છે. બીજાની તો બુધ્ધિ જ નિશંક રહે છે. શ્રધ્ધાપૂત હોય છે. આમ તફાવત છે સૂક્ષ્મ છતાં તફાવત કરતા એના અતફાવત જ વધારે છે.

**પ્રશ્ન ૪: અવ્યક્તની પહોંચ મુશ્કેલ શા માટે છે?**

અવ્યક્ત ઇશ્વર અવ્યક્ત છે માટે જ એની પહોંચ મુશ્કેલ છે. સ્વભાવતઃ માણસની ઇન્દ્રિયોનો પ્રવાહ બહારની બાજુએ હોય છે. એ બહિર્શીલ પ્રવાહની વસ્તુઓનો અનુભવ કરાવવાને જ ટેવાયેલ હોય છે. આથી ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થોમા ભગવાનનુ ચિન્તન કરવુ માણસને માટે વધારે સહેલું છે. અવ્યક્ત એટલે ઇન્દ્રિયોને અગોચર ઇન્દ્રિયને અગોચર વસ્તુને પકડવા માટે

ભારે પ્રયત્નની જરૂર છે તે ઉપરાંત આ યત્નની પૂરી ઓળખ માટે અહં-ભાવની શૂન્યતા જરૂરી છે એટલે કે દેહાભિમાન માત્રને ઓગાળવું પડે છે અને અહંતાની તાપણી ખૂબ જ મુશ્કેલ છે દેહાદિમાં અહંરૂપે જ પોતાની અસ્તિત્વને માની બેઠેલા જીવને માટે દેહાદિ નામરૂપમાંથી સંપૂર્ણપણે અનાસક્ત થઈ પ્રભુના અનામ સ્વરૂપમાં આસક્ત થવું અશક્ય નથી છતાં ભારે મુશ્કેલ છે અને અહીં તો ઉપાયની સરળતાનો વિચાર ચાલે છે આથી વધારે મહેનતવાળો અને મથાવનાર અને હંફાવનાર રસ્તો લેવા કરતાં તેની સરખામણીએ ઓછો મહેનતવાળો ઓછો મથાવનાર અને ઓછો હંફાવનાર રસ્તો લેવો હિતાવહ છે

**પ્રશ્ન ૫** ભગવાનને જ જેનો ઉધ્ધાર કરવાની ફરજ પડે તેવા ભક્તોની હૃદયસ્થિતિ કેવી હોય છે? આપણે તેવા કેવી રીતે થઈ શકીએ?

આવા ભક્તોના જીવનમાં સમર્પણ યોગ સિધ્ધ થયેલો હોય છે અસહ્ય ભારના બોજા હેઠળ કચડાતો, લથડતો, હાંફતો અને લોથપોથ થઈ ગયેલ બાળક, સમર્થ અને વત્સલ પિતાને જોતાં જેમ તેને પોકારે છે અને તેને સ્વગત સર્વ ભાર સોંપી દે છે, અને તેનો ભાર નહીંવત્ થઈ જાય, હળવો થઈ જાય, તેને સ્વાસ્થ્ય અને આરામ મળે તેમ અસહ્ય એવો જે કર્મનો ભાર, તેના બોજા હેઠળ કચડાતો લથડતો હાંફતો લોથપોથ થઈ ગયેલ જીવ રૂપી બાળ, સમર્થ અને વત્સલ એવા પરમપિતાને જોતાં તેને પોકારે અને તેને સ્વગત સર્વભાર સોંપી દે, તો તેનો સર્વભાર નહીંવત્ થઈ જાય તેને સ્વાસ્થ્ય અને આરામ મળે તેની બાકી રહેલી મુસાફરી પરમપિતાના સંગમાં આનન્દદાયી બને। બાળકની તમામ ચિન્તાઓ જેમ માબાપની ચિન્તાનો વિષય રહે તેમ તેવા સર્વભાવે સમર્પણમય થઈ ગયેલ અને ભગવાનમાં પરોવેલા હૃદયવાળા ભક્તજનની તમામ ચિન્તા એ વિશ્વના માબાપરૂપ ભગવાનની અહર્નિશ ચિંતાનો વિષય થઈ રહે છે। ફળસહિત સમસ્ત કર્મોનું ભગવાનને અર્પણ અને ભગવાનનું અનન્ય ભાવે ચિંતન મૃત્યુમય સંસારમાંથી ઉગરવાનું સાધન છે આપણે પણ એવું કરીએ તો ભગવત્ કૃપાને માટે પાત્ર થઈએ ભગવાનની સર્વત્ર પ્રતીતિ તેનામાં પૂર્ણ વિશ્વાસ, તેજ વિશ્વંભર છે વિશ્વરક્ષક છે વિશ્વનિયન્તા છે પરમહિતચિન્તક છે અને કર્તા છે, પરમવત્સલ છે એવી નીતરી સમજપૂર્વક, તેનું સર્વત્ર અનુસંધાન કર્તૃત્વ ભોક્તૃત્વના ખ્યાલોથી મુક્તિ અને પ્રતિપળ ભગવન્નામના અંતરમાં પ્રેમપૂર્વક જાપ—આટલું થાય તો ભગવાનને આપણો ઉદ્ધાર

કરવાની ફરજ થઇ પડે. આ બુદ્ધિથી પૂરી સમજાય એવી ચીજ નથી. સ્વસંવેદ્ય અનુભવનું વાણીથી વર્ણન કરવામાં જેટલો પ્રયત્ન કરવામાં આવે તેના કરતાં તેટલો જો આચાર માટે યત્ન કરવામાં આવે તો આ જલદીથી સમજાય એવી ચીજ છે. સત્સંગ, સત્‌શાસ્ત્રનું પરિશિલન, સેવાભાવ કર્મમાત્રને વિધિપૂર્વક કરવા છતાં તેમાંથી અહંતામમતાનો સમજપૂર્વક નિરાસ, ભગવાનની ઇચ્છાનો પૂર્ણ સ્વીકાર, અને તેના શરણનો વિના કચવાટે સ્વીકાર, તેના નામનો પ્રેમપૂર્વક જાપ-આરઝુ જો કરવામાં આવે તો ભગવાનની અસીમ કૃપાનો અનુભવ થાય !

**પ્રશ્ન ૬ : ભગવાનમા મન મૂકવું અને બુદ્ધિ પરોવવી એટલે શું ?**

ભગવાનમા મન મૂકવું એટલે મિથ્યા સમજનો ત્યાગ કરી સાચી સમજનો સ્વીકાર કરી તે સમજ મુજબનું સદા ચિન્તન કરવું તે. આપણી આજુબાજુ પ્રસરેલું વિશ્વ એ વિશ્વ નથી વિશ્વરૂપ ભગવાનનો જ અચિન્ત્ય આવિર્ભાવ છે. જગતમા જગત જ સમજાયા કરવું અને પ્રભુ જ ન સમજાવો એ મિથ્યા સમજ છે. જગતમાં જગત જ ન દેખાવું અને પ્રભુ જ તદ્રૂપે દેખાયો એ સાચી સમજ છે. આ સાચી સમજ મેળવી, ભ્રમણાને દૂર કરી, વિશ્વરૂપ ભગવાનમાં ભગવાનને જ ચિન્તવવા એનું નામ ભગવાનમાં મન મૂકવુ એ છે. આ સમજનો સ્વીકાર આચારમા બારે પરિવર્તન કરી નાંખશે. આવી સમજનો આચારમાં અવતાર એટલે ભગવાનમા બુદ્ધિ પરોવવી તે છે. બુદ્ધિ એટલે નિશ્ચય. જ્યા ભગવાન જ સર્વરૂપે અને સર્વનામે પુરોહિત છે એમ સમજાયુ એટલે સર્વનામ અને સર્વરૂપ ભગવાનની સેવા જ રૂપે સૌની સેવા કરવી યોગ્ય છે કેમકે સૌ રૂપે ભગવાન જ વર્તી રહ્યા છે.—આ નિશ્ચય-અંતઃકરણની આ અફર નિષ્ઠા એટલે ભગવદ્ બુદ્ધિ. સમાહિત મનની સ્ફુર્તિમાં જ આવુ દર્શન જન્મે છે. એટલે કે સાત્વિક મનની એકતાન સ્થિતિની ઉદાર અવસ્થામાં જ આવુ દર્શન થાય છે અને તેમાથી જ આવુ દર્શન ટકાવી રાખનારી શક્તિ મળે છે.

**પ્રશ્ન ૭ : અભ્યાસ યોગ એટલે શુ ?**

અભ્યાસ એટલે ચિત્તની સાત્વિક એકતાનતા માટેના ઉપાયોનું દીર્ઘકાળ, નિરન્તર, શ્રદ્ધા ભક્તિપૂર્વક આચરણ. મનમા અનેક રાગદ્વેષાદિ કલેશો જડ ઘાલીને બેઠેલા હોય છે. તે બધા મનને એક પળ માટે પણ સાત્વિક કે એકાગ્ર થવા દેતા નથી. અને જ્યાં સુધી મન સાત્વિક એકાગ્રતા ન મેળવે

ત્યાં સુધી તેને તત્ત્વની જિજ્ઞાસા પણ થતી નથી—સાક્ષાત્કારની તો વાત જ શી ? આથી મનને વિક્ષિપ્ત, ક્ષિપ્ત કે મૂઢ કરનારા મેલોને ધોઇ નાંખવા માટે યમ નિયમ વગેરે ઉપાયોનું દીર્ઘકાલ, નિરન્તર, શ્રદ્ધાભક્તિ પૂર્વક આચરણ એટલે અભ્યાસ. આ ઉપાયોનું આચરણ દૃઢ થતાં ફલદાયી નીવડે છે.—

**પ્રશ્ન ૮ : ભગવાનને અર્થે કર્મ કરવાં એટલે શું અને તે કેવી રીતે થાય ?**

ભગવાનને ખાતર કર્મ એટલે કે ભગવાનની પ્રીતિરૂપી ફળ મળે એ ઉદ્દેશથી કર્મ. જે કર્મ કરવાથી ભગવાનના આપણે પ્રીતિ પાત્ર થઇએ. ભગવાન આપણા ઉપર પ્રસન્ન થાય, એવાં કર્મો. અને ભગવાન સત્કર્મથી જ પ્રસન્ન થાય. એ સત્કર્મો પણ સ્વાર્થ માટે નહીં પણ પ્રભુપ્રીત્યર્થે થવાં ઘટે. આથી ભગવાનને અર્થે કર્મ એટલે નિઃસ્વાર્થ ભાવે સત્કર્મોનું ભગવાનની પ્રીતિ સંપાદન કરવા માટે આચરણ. કર્મોની બે શક્તિ છે. બંધનની અને મુક્તિની. જે કર્મોને પરિણામે પ્રભુ પ્રસન્ન ન થાય અને ઉલટા દૂભાય તે તો બંધનમાં પરિણમે. તેવાં કર્મો મનની મલિનતા વધારે, અંધકાર ફેલાવે, આંતર-પ્રકાશને ફેલાતો અટકાવે અને પરિણામે આંધળા અંધારામાં અફળે. આથી ઉલટાં જે કર્મોથી અંતરાત્મા રૂપ પરમાત્મા પ્રસન્ન થાય, અને કદી ન દૂભાય, તે મુક્તિમાં પરિણમે છે. તેવાં કર્મો મનની વિમલતા વધારે છે. અંધારાને નહીંવત્ કરી મૂકે છે, આંતર પ્રકાશને ફેલાવવામા સહાય કરે છે અને પરિણામે પારદર્શન અજવાળામા વિહાર કરાવે છે. જે સત્કર્મો આવું પરિણામ આણે તે સ્વાર્થરહિત ભાવે પ્રભુપ્રીત્યર્થે કરવા રહ્યાં. આવા કર્મો પ્રભુના ઉપર આપણી પ્રીતિ હોય, શ્રદ્ધા હોય, તેજ પ્રસન્ન કરવા યોગ્ય છે એવી સમજ હોય, પ્રભુની પ્રસન્નતામાં જ આપણો ઉદ્ધાર છે એમ ખાત્રી હોય, વિશ્વાત્માનું તર્પણ જ જીવનનું એકમાત્ર ધન્ય લક્ષ્ય છે એમ પ્રતીતિ હોય તો જ થાય।

**પ્રશ્ન ૯ : કર્મફલ ત્યાગ કેવી રીતે વ્યવહારુ જીવનમાં ઉતરી શકે છે ?**

કર્મફલ અને આત્માના વિવેકી વિચારને પરિણામે જે દૃઢ જ્ઞાન પેદા થાય છે તે દ્વારા કર્મફલનો ત્યાગ વ્યવહારમાં ઉતારી શકાય છે. કર્મનું ત્રિવિધ ફળ છે, જન્મ, આયુષ્ય અને ભોગ. આ ત્રણ પૈકી ભોગ મુખ્ય છે. ભોગ એટલે સુખ દુઃખની પ્રાપ્તિ. સ્વકર્માનુસાર જીવમાત્ર સુખદુઃખાદિ ભોગ માટે અવશપણે જન્મ લે છે. આ ભોગ માટે કાલની અવધિ જરૂરી છે. પ્રત્યેક કર્મ ફળવા માટે દેશ, કાળ અને નિમિત્તની અપેક્ષા રાખે છે. કાળની

મર્યાદામાં તે તે દેશમાં તે તે નિમિત્તે સ્વકૃત કર્મના ભોગ માટે જન્મની જરૂર છે. જન્મ એટલે નવા દેહ, ઇન્દ્રિય, મન, પ્રાણ વગેરે સાથે જીવાત્માનો સંબંધ. આમ ભોગને માટે કાળની મર્યાદામાં રહી નવા ભોગાયતન શરીરની પ્રાપ્તિ થાય છે. આત્માને ભોગાર્થે અભિનવ દેહાદિની મર્યાદિત કાળ માટે પ્રાપ્તિ માટે અવિદ્યા, અજ્ઞાન, મિથ્યાજ્ઞાન જે કહો તે જવાબદાર છે. આત્મા સ્વરૂપે અજ અને અમૃત છે, અનાદિ છે, અનન્ત છે. તેને મળેલાં દેહાદિ તેનાં સ્વરૂપ નથી. તેના ઉપર થયેલો અવિદ્યાનો એ અત્યાચાર છે. મૂઢતાની એ ભયાનક સજા છે. એ દેહાદિનો આત્મા ઉપર સદ્ભાવ અધ્યસ્ત છે. આત્માને માટે એ સ્વાભાવિક નથી. આગન્તુક છે. જેનો જે સ્વભાવ જ નથી, સ્વરૂપ જ નથી, જેની સાથે જેને સ્હેજે, આધે આધે પણ સ્નાનનો પણ સંબંધ નથી, તેની સાથે સહકાર કરવો, તેના રંગે રંગાઇ દુઃખી થવું, સ્વરૂપની વિસ્મૃતિ અને પરરૂપની સતત સ્મૃતિમાં રહી અનન્ત ઉપદ્રવો વહોરી લેવા, એ વિવેકીનું ગૌરવ નથી. આથી સ્વરૂપમાં સહજ સિદ્ધ સ્થિતિ પૂર્વક, પ્રકૃતિ અને તેના કાર્યો સાથે સદાનો અસહકાર કરવો એ તો આપણો સ્વત સિદ્ધ હક છે. આ હક જે જાણતો નથી, જાણવા છતા સ્વીકારતો નથી, સ્વીકાર્યા છતાં પ્રસ્થાપિત કરતો નથી, પ્રસ્થાપિત કર્યા છતા મેળવી લેતો નથી. તેને માટે " महती विनष्टिः ", અનામત છે. આથી આત્મા અને અનાત્માના સ્વરૂપનાં વિવેચન પૂર્વક સ્વરૂપભૂત આપ્તકામ અને સમાપ્તકામ, અકામ આત્મામાં સ્થિતિ પૂર્વક અનાત્મામાથી સદાને માટે નીકળી જવાનો, તેની સાથે અત્યંત અસહકાર કરવાનો, તેનો અસહયોગ સાધવાનો ઉમંગપૂર્વકનો પ્રયત્ન ફલ ત્યાગને વ્યવહારમા ઉતારી શકે છે, એ માટે વીર્ય સંચયની જરૂર છે. કોઇ પણ સંજોગમાં પ્રકૃતિને નમતુ ન આપવાનો, તેની સાથે આત્મનાશ આણે એવી માંડવાળ ન કરવાનો, તેના અદ્દભુત રૂઆબથી અંજાઈ કે હેબતાઇ ન જવાનો, આત્માને જ તેના ઉપર કાબૂ રાખવાની ટેવ પાડવાનો જ્ઞાનપૂર્વકનો દૃઢ નિશ્ચયી અને ઉત્સાહી પ્રયત્ન જરૂરી છે.

પ્રશ્ન ૧૦ : ભગવાનમાં મન મૂકવાથી માંડીને તે કર્મફલ ત્યાગ સુધીના જે જે ભગવત્પ્રાપ્તિના ઉપાયો બતાવ્યા તે પરસ્પર સ્વતંત્ર છે કે એક બીજાની ઉપર આધાર રાખે છે?

આ બધાય ઉપાયો પરસ્પર સ્વતન્ત્ર નથી. પરસ્પર સહકારી છે. એકનું આચરણ થવા માંડે એટલે બીજા બધા એક પછી એક તેને મદદ કરવા આવી જ રહે છે. એક બીજાની અપેક્ષા રાખે છે. અને અન્યોન્ય સહાય

સિવાય જપતા નથી ભગવાનમા મન મૂકવાને કે બુદ્ધિ પરોવવાને પણ અભ્યાસ જોઇએ જ અભ્યાસને માટે સત્કર્મનુ નિરન્તર આચરણ જોઇએ સત્કર્મનો સચય થતા, તેની ચિત્તશુદ્ધિ ઉપર અસર થતા ફલત્યાગ માટેના વિવેકની પણ જરૂર રહે જ આમ એકબીજા એકબીજા સાથે સકળાયેલા જ છે એને પણ આચરણમા મૂકવાનો પ્રયત્ન કરતા બીજા બધાની પરસ્પર સહાયકતાનો તત્કાળ આતર નિશ્ચય થાય છે

**પ્રશ્ન ૧૧** ત્યાગ પછી લાગલી જ શાન્તિ છે એટલે શુ ? એ ત્યાગ શુ ? એ શાન્તિ શુ ?

ત્યાગ પછી લાગલી જ શાન્તિ છે એટલે કે શાન્તિ એ ત્યાગનુ અનિવાર્ય પરિણામ છે ત્યાગ એ આતર વિવેકી સમજની નિષ્ઠા છે એ જ્ઞાનની સદોદિત રહેનારી અમિશ્ર પ્રસન્નતા છે આત્મજ્ઞાનને લઇને આત્મા ઉપર જે પ્રીતિ જન્મે છે તે પ્રીતિની સિદ્ધાવસ્થામાથી પ્રકટતી રાગદ્વેષાદિ સમસ્ત ક્લેશોની છેવટની નિવૃત્તિ એટલે ત્યાગ ત્યાગ એટલે છોડવુ તે આત્માને પકડવાથી અનાત્મા છૂટી જાય છે આત્મા અને અનાત્માને એક સાથે જકડી રાખનાર હતી અવિદ્યા–અસ્મિતા–રાગદ્વેષ વગેરેની અનત અદ્ભુત સાકળ એ સાકળ આત્મસ્વરૂપના જ્ઞાનનો ઉદય થતા ધરમૂળથી કપાઇ જાય છે એની મેળે જ આત્મા અનાત્માનો ગાઢ કપાઇ જાય છે આત્મા પોતાનામા અને અનાત્મા પણ પોતાનામા ઠરી જાય છે અનાત્માનુ આત્મા ઉપર જે રાગદ્વેષાદિજન્ય અશાતિજનક આક્રમણ થતુ હતુ તે ટળી ગયુ એટલે આત્મામા રહેલી સ્વાભાવિક તટસ્થતા–પ્રસન્નતા–મગ્નમયતા–અગાધ ભાવમયતા–અનન્ત અને અપાર અતર સુખ સ્વરૂપતા પ્રકટે છે આ અતર્બહિર્નિરન્તર સચ્ચિત સુખ ઘન સ્વરૂપની સહજ પ્રતીતિ એટલે શાતિ છે ત્યાગની જ છેવટની હદ તે આ શાન્તિ છે •

**પ્રશ્ન ૧૨** સર્વભૂતના અદ્વેષ્ટા થવાય કેવી રીતે ?

પ્રાણીમાત્રના અદ્વેષ્ટા થવાનો એકમાત્ર ઉપાય છે સૌના પ્રેમી થવુ તે દ્વેષને પ્રેમ જ શમાવી શકે છે દ્વેષ એ અજ્ઞાનનુ ગાઢુ રૂપ છે પ્રેમ એ જ્ઞાનનુ ઉજ્જવળ સ્વરૂપ છે ભેદદષ્ટિ દ્વેષને પેદા કરે છે અભેદ દૃષ્ટિ પ્રેમને જન્માવે છે માણસને જ્યારે સામુ પ્રાણી પોતાના પ્રતિ સ્વરૂપે ભિન્ન લાગે છે ત્યારે તેનો પ્રેમ પોતાના પૂરતો જ તે મર્યાદિત રાખે છે અને સ્વપૂરતોજ પ્રેમ બીજાને તેજ પ્રેમથી વચિત રાખે છે આથી સામાનો તે વખત આવે

દ્વેષ કરવા માંડે છે. સ્વરૂપ વિષેનું ગાઢ અજ્ઞાન સૌમાં રહેલા પોતાના સ્વરૂપ વિષે નિબિડ અંધારું રાખે છે. અને આથી સ્વરૂપની આન્ત કલ્પનાથી બોળવાઈ જઈને માણસ સ્વાર્થી બની દ્વેષીલો થાય છે. આથી જો તેણે અદ્વેષ્ટા થવું હોય તો સૌમાં પોતાનો જ આત્મા વર્તી રહ્યો છે, સ્વરૂપ જ સૌ વર્તી રહ્યું છે એ પરમ સૂક્ષ્મ અને મહાસત્યનો સ્વીકાર કરવો જ રહ્યો આ મહાસત્યનો સ્વીકાર અને આચારમાં અવતાર સૌમાં, અખિલપણે વસી રહેલા પોતાના આત્માને પ્રકટ કરે છે. અને આત્મા ઉપર-પોતાના ઉપર તો પોતાનો દ્વેષ હોઈ શકતો જ નથી. આથી જે સૌમા પોતાપણું અનુભવે છે તેને માટે સૌને ચાહવું, સૌનું પ્રિય કરવું એ સ્વભાવ થઇ પડે છે. આથી અદ્વેષ્ટા થવાનો એકમાત્ર ઉપાય સ્વરૂપનું મધુજ્ઞાન છે. સ્વરૂપ જ સૌનું સ્વરૂપ છે એ પરમપવિત્ર સત્ય હૃદયમાં આવિર્ભાવ પામે છે ને ભેદ દૃષ્ટિ હંમેશને માટે અદૃશ્ય થઇ જાય છે. ત્યાર પછી જ માણસનું આખું જીવન પવિત્ર ગંભીર પ્રેમ સમૃદ્ધ બને છે.

**પ્રશ્ન ૧૩ઃ મૈત્રી અને કરુણા એટલે શું? કેવી રીતે એ સધાય?**

મૈત્રી એટલે મિત્રતાનો ભાવ, અદ્વેષ્ટા થવાને લઇને પ્રાણીમાત્રમાં આપણું કોઇ વેરી તો રહ્યું જ નહીં. આથી સૌ આપણાં વહાલાં જ ઠર્યાં. સૌની સાથે વહાલભર્યું વર્તન જ મિત્રતા છે. સામાન્યમિત્ર પોતાના મિત્રને પાપમાંથી અટકાવે, હિતમાં લગાડે, તેની છાની રાખવા જેવી વાતો છાની રાખે, ઉઘાડી ન પાડે, તેના ગુણોને પ્રકટ કરે, આપત્તિમાં ન છોડે, અને વખત આવ્યે મદદ કરતાં ન અચકાય-આટલું કરે તે સાચો મિત્ર ઠરે. અને પ્રેમ સિવાય આવી મૈત્રી સંભવે નહીં. આથી પોતાના વર્તુલમાં આવતા પોતાના જ સ્વરૂપભૂત, પોતાનાં જ વ્હાલાં સ્નેહી સમાં પ્રાણીઓને પાપમાંથી અટકાવે, હિતમાં જોડે તેના દોષોને ઢાંકે, ગુણોને પ્રકટ કરે, વિપત્તિમાં વ્હારે ધાય, સમય આવ્યે સર્વ રીતે ઘસાઈ છૂટે-આટલું જે કરે તે જગતનો મિત્ર ઠરે.

કરુણા એટલે દયા. એટલે કે પારકાના દુઃખને સમજી દૂર કરવાની તીવ્ર ઇચ્છા અને તે ઇચ્છામાંથી પેદા થતો તલ્લક્ષી પ્રયત્ન. જ્યાં સુધી સૌને સાચું જ્ઞાન નથી થયું ત્યાં સુધી સૌ દુઃખી છે. ત્રિવિધ દુઃખના દાવાનળમા પ્રતિપળ બળતાં જળતાં થઇ રહેલા આત્મ સ્વરૂપ સૌ પ્રાણીઓના દુઃખને દૂર કરવાનો યથાશક્તિ ભક્તિપૂર્વક પ્રયત્ન કરુણા જન્માવે છે. અને સત્પરશક્તિમાન કરુણાનું જ પાસું છે. શારીરિક, માનસિક, આધ્યાત્મિક દુઃખથી રીબાતાં પ્રાણીઓના તે તે દુઃખને દૂર કરે અને પરિણામે સુખ તરફ વાળે એવી તમામ

પ્રવૃત્તિ કરુણાની પ્રયોગભૂમિ છે. સૌનું દુઃખ જ્યારે પોતીકુંજ લાગવા માંડે ત્યારે કરુણાનો જન્મ થવા માંડે છે. પોતાનું દુઃખ જેમ કોઈ એક ક્ષણ પણ સંઘરી રાખવા ઇચ્છતો નથી, તેમ સૌનું દુઃખ પણ જેને પોતાનું લાગતું થાય ત્યારે તે સૌના દુઃખને પણ સ્હેજે સંઘરી રાખવા ઇચ્છતો નથી જ઼મ. આ પ્રમાણ પરદુઃખ વેદનાથી જાતે પીડાતો માણસ માખણ જેવો પરદુઃખે પોચો પણ પરમ સત્ત્વવાન થઇ કરુણાના કર્તવ્ય ક્ષેત્રમાં વિહરતો થાય છે. કરુણા જેવું રસાયન કે પાવન બીજું કાંઈ નથી!

પ્રશ્ન ૧૪: નિર્મમતા અને નિરહંકારિતા કેવી રીતે પ્રાપ્ત થાય?

મમતા અને અહંકાર અસત્યના સેવનને લઈને થાય છે. મમતા અને અહંકાર અસત્ય વિના ઊભી શકતાં નથી. મમતા એટલે મારાપણું. અહંકાર એટલે હું કાંઇ કરું છું એવી વેદના. અહંકારમાંથી મમકાર જન્મે છે. પણ આ અહંકાર જ જૂઠો છે. માણસ જે કાંઇ કહે છે તે તેનામાં રહેલો આત્મા કરતો નથી. આત્મા કોઈ ક્રિયાનો સ્વયંકર્તા થઇ શકતો નથી. એની બનાવટ જ એવી છે.' જે કાંઇ કરે છે અને જે કાંઇ થાય છે તે આત્માને અનાત્મા સાથે ભેળા દઇ, અજ્ઞાન વગેરે આત્માને ફોસલાવીને કરે છે. લોખંડની સાથે તેમાં રહેલો અગ્નિ પણ ટીપાઇ જાય છે તેમ અનાત્માની સાથે તેમાં રહેલો આત્મા પણ અસત્ સંગને લઇને બીચારો ટીપાઇને ઘવાઇ જાય છે. બાકી લોખંડમાં રહ્યો છતાં, લોખંડમાં પોતાનું સ્વરૂપ અને શક્તિ સંક્રાન્ત કર્યાં છતાં લોખંડમાં અણુ અણુ એ ચોટેલો છતાં જેમ અગ્નિ સ્વરૂપે લોખંડ નથી તેમ અનાત્મામાં રહ્યો છતાં, અનાત્મામાં પોતાનું સ્વરૂપ અને શક્તિ પ્રકટ કરતો છતાં, અનાત્મામાં રૂંવે રૂંવે ચોટેલો છતાં આત્મા સ્વરૂપે અનાત્મા નથી. આથી આત્માનો અહંકાર અવિવેકમાંથી જન્મે છે. વળી સમજુની દૃષ્ટિએ અહંકાર ખૂબ ક્ષુદ્ર અને તુચ્છ લાગે છે. આપણે સૂરજ કે ચાંદ પેદા કર્યા નથી, આકાશ કે ધરતી ઉપજાવી નથી, સમુદ્ર કે નદી ખોદ્યાં નથી, તો પછી આ વિરાટ્ કર્તૃત્વની તુલનામાં એકાદ દીવો કરીએ કે ફાનસ બનાવીએ, એકાદ ઘર બાંધીએ કે કૂવો ખોદાવીએ તેમાં અહંતા શી રાખવી? આથી અહંભાવ માટે તો ક્યાંય અવકાશ નથી. જ્યાં અહંતાજ અઘટિત છે ત્યાં મમતાને માટે મોકો જ નથી. અસંગ અને અદ્વિતીય આત્માને સ્વથી ભિન્ન એવી ચીજ જ મમત્વ માટે રહેતી નથી. આથી વિવેક વિચારે અહંતા અને મમતા બંનેનો છેદ ઊડી જાય છે. એજ સત્યના સ્વીકારનું ફળ છે.

### પ્રશ્ન ૧૫ : સુખદુઃખમાં સમાનતા કેવી રીતે કેળવાય ?

સુખ અને દુઃખને લગતી સાચી સમજ પચાવવાથી એ બંન્નેમાં સમાનતા કેળવી શકાય છે. અનુકૂલ વેદના એટલે સુખ, પ્રતિકૂળ વેદના એટલે દુઃખ. પદાર્થોના સ્પર્શે આ ઉભય વેદનાઓ જન્મે છે. પદાર્થોનો સ્પર્શ કર્મને અધીન છે. જે જીવના જેવાં કર્મ તેવી વેદના વિષય સ્પર્શે તેને થાયજ. અર્થાત્ પોતાના જ કરેલાં કર્મો સુખદુઃખના નિયામક બને છે. કોઈનું કરેલું કોઇને ભોગવવું પડતું નથી. વળી જેણે જે કર્યું હોય તેનો તેને ભોગવ્યેજ છૂટકો. આથી સુખદુઃખની આવક જાવક પોતાના કર્મ ઉપર અવલંબે છે. માણસ આત્માનું સ્વરૂપ સમજે, આત્મામાં આગન્તુક સુખદુઃખથી કશી વધઘટ થતી નથી. આત્મા, જે પોતાનું મૂળ સ્વરૂપ છે તે સ્વરૂપભૂત સ્વયંસિદ્ધ સુખથી જ ભરપૂર છે એમ સમજે, તે કર્મ કે તેના ફળ રૂપ સુખદુઃખમાં તાદાત્મ્ય સાધવાની ટેવમાંથી કાળે કરીને મુક્ત થઇ શકે. તેવો માણસ સુખદુઃખનો અસહકારી હોય છે. સુખની હરખાવવાની તાકાત અને દુઃખની દૂભાવવાની તાકાત તેના ઉપર અસર કરી શકતી નથી. આ આત્માના જ્ઞાનને લઇને સુખદુઃખની વેદનાના વેગને સહન કરવાની જે કડી તાકાત, તે વેદના અનુભવવા છતાં તેને વશ ન થવાનો દૃઢ સિદ્ધ નિશ્ચય, સુખદુઃખની સમાનતા કહેવામાં આવે છે. આત્માના અનુભવમાંથી આ શક્તિ મળે છે.

### પ્રશ્ન ૧૬ : ક્ષમા એટલે શું ?

ક્ષમા એટલે અપરાધને સહી લેવાની શક્તિ. અપરાધ એટલે ચિત્તની અપ્રસન્નતા. જે બનાવ હૈયાંની પ્રસન્નતાને દૂર કરે તે અપરાધ. આથી ક્ષમામાં બે વસ્તુનો સમાવેશ થાય છે. એક તો ચિત્તની નિર્બાધ પ્રસન્નતા અને બીજી એ પ્રસન્નતાને દૂભવવાનો કોઇ પણ પ્રયત્ન કરે તો તે સહી લેવાની અને તેના દ્વારા અપ્રસન્ન ન થવાનું શીલ આત્મજ્ઞાનથીજ આવી પ્રસન્નતા જન્મે છે. ક્ષમા એ આત્મજ્ઞાનનીજ આચારમાં ઉતરેલી અવસ્થા છે. ઘાસનાં તાપણાંથી જેમ સાગરનું પાણી ઉકળતુ નથી, માછલીના સળવળાટથી જેમ સમુદ્ર ક્ષુભિત થતો નથી તેમ ગેરસમજૂતીને લઇને અમુકને પોતાનાથી ભિન્ન સમજીને તેના અપરાધથી જ્ઞાની માણસ ઉકળતો નથી, ક્ષુભિત થતો નથી. આત્મજ્ઞાનમાંથી જન્મતી પ્રસન્નતાનું ગાંભીર્ય જ સમુદ્રના જેવું અગાધ અને અનન્ત હોય છે. તેમાં અપ્રસન્નતા ટકતી જ નથી ! આથી સર્વથા અનપાયિની હૃદયની પ્રસન્નતા એટલે ક્ષમા એમ સમજવું.

**પ્રશ્ન ૧૭ :** સંતોષ, સતતયુક્તતા, યતાત્મતા અને દૃઢ નિશ્ચય એટલે શું ?

લોભના વેગને શિથિલ કરી નાંખવાની, સમજના બળે તેના પ્રેરક અને કારક બળને વાંઝીઉં કરી નાખવાની શક્તિ એટલે સંતોષ. શરીર અને પ્રાણની યાત્રાના નિર્વાહ માટે જરૂરી કરતાં વધુ મેળવવાની જે અદમ્ય ઇચ્છા તે લોભ. નિર્વાહ માટે જરૂરી વસ્તુ પણ ન મળે તો તેનાથી ન દૂભાવવાની અને પ્રસન્ન રહેવાની જે પ્રશસ્ત ટેવ તે સંતોષ.

સતતયુક્તતા એટલે હંમેશાં સદુદ્યોગમાં હૃદયને, તનને, મનને, ઇન્દ્રિયોને પરોવેલાં રાખવાની ટેવ. અર્થાત્ આત્મા, જાતિ દેશ કે દુનિયાની જેમાં ઉન્નતિ હોય તેવાં કર્મોમાં નિઃસ્વાર્થભાવે રચ્યા પચ્યા રહેવાની જે ટેવ તે સતત યુક્તતા છે.

આત્માને એટલે કે મનને પોતાના કાબૂમાં રાખી 'સ્વાધીનપણે તેને પ્રવર્તાવવાની શક્તિ એટલે યતાત્મતા. સામાન્ય રીતે મન માનવ ઉપર કાબૂ ધરાવતું હોય છે. યતાત્મતા માનવને મન ઉપર કાબૂ રાખતાં અને તેને સ્વાધીનપણે પ્રવર્તાવતાં કે નિવૃત્ત કરતાં શીખવે છે. વિવેકના બળે યતાત્મતા સાંપડે છે.

દૃઢ નિશ્ચય એટલે અફર નિશ્ચય. જગતને જાતને કે જગદીશ્વરને લગતો જે સત્ય અને આથી જ અફર નિર્ણય તે નિર્ણયને અનુસરીને થતાં એ ત્રણેનાં જે મૂલ્યાંકનો તેને છેવટ સુધી વફાદારીથી વળગી રહેવાની શક્તિ એટલે દૃઢ નિશ્ચય છે.

**પ્રશ્ન ૧૮ :** કોઇથી ઉદ્વેગ ન પામવો અને કોઇને ઉદ્વેગ ન કરાવવો એ શક્ય છે ખરું ? હોય તો કેવી રીતે ?

અશક્યનો તો ઉપદેશ જ ન હોઇ શકે. સૂરજ કે ચાંદ બનાવવાનું કોઇ કોઇને કહી શકે નહીં. આથી પુરુષાર્થની શક્યતાનો વિચાર કરીને જ કર્તવ્યનું વિધાન કરવામાં આવે છે. ઉદ્વેગ ન તો પામવો કે ન તો કરાવવો એ શક્ય છે. ઉત્ એટલે ઉપર. વેગ એટલે ઝડપ. લોહીની ઝડપ જ્યારે ઉપર આવે છે એટલે શિરાઓમાં અને ખાસ કરીને મનોવાહિની ઓજસ્વિની શિરાઓમાં લોહીની ઝડપ વધી જાય છે ત્યારે કોઇને કે પોતાને ઉદ્વેગ થાય છે. મન વચન કર્મથી માણસ પોતાને કે પારકાને ઉદ્વેગ આપી શકે છે. એ ઉદ્વેગ આપવાનાં કારણોનો સમૂળ ઉચ્છેદ કરે તો ઉદ્વેગ

ન પામે. કઠોર, કડવી, અપ્રિય, ટીકાખોર, ખારીલી, ઝેરીલી વાણીનો પ્રયોગ ન કરે. મનથી કોઈનું બૂરું ન ઇચ્છે, કાયાથી કોઈને પજવે એવાં કર્મો ન કરે તો સામાને ઉદ્વેગ ન થાય, પોતાને ઉદ્વેગ પમાડે એવું બીજા કરે તો મનની પ્રસન્નતા જાળવી રાખવાની ધીર ગંભીર વૃત્તિ કેળવવી. આમ યત્ન કરતાં છેવટે એ સહજ બને છે જ.

પ્રશ્ન ૧૯: હર્ષ, અમર્ષ, ભય અને ઉદ્વેગ એટલે શું? એમાંથી મુક્ત શા માટે થવું ઘટે? અને મુક્ત કેવી રીતે થવાય?

મનગમતી ચીજની પ્રાપ્તિથી મનની મલકાઈ જવાની ટેવ એટલે હર્ષ. સ્હેજ પણ પોતાને ગમતું ન થાય એટલે તરત ચીડવાઈ જવાની અને તે અણગમતી ચીજને ન મટી સેવાની કમ તાકાત એટલે અમર્ષ. દેખની લાચાર દશા એટલે ભય. એમાં અસ્તિ જોખમાવાની નિરંતર ચિંતા વસે છે. કોઈપણ રીતે પોતાની અસ્તિને તે હોય તેવી જ જાળવી રાખવાની ચિંતાને લઈને જગજરામાં મંરક્ષણ શોધવાની હીનવૃત્તિ એટલે ભય. ઉદ્વેગનો અર્થ ઉપર આપ્યો છે. આ બધીય વૃત્તિઓ માણસના વિકાસને રૂંધનારી છે. આત્માને દબાવનારી છે. તેને વિકૃત કરનારી છે. ઉચ્છાસ્ત્ર છે, વિવેક વિધુર છે. એ જ્યાં સુધી હોય ત્યાં સુધી માણસનું ખમીર ઝળકતું નથી. આથી આત્માને ગુલામ બનાવની હોઈને તેમાંથી મુક્ત થવું ઘટે. તે તે વૃત્તિનો ઉદ્ભવ થાય ત્યારે તેને તાબે નજ થવાની દૃઢતા અને તે તે વૃત્તિના કારણને મૂળમાંથી ઉખેડી નાંખવાની સદા પ્રયત્નશીલતા રાખવાથી એ વૃત્તિઓની ગુલામીમાંથી મુક્ત થવાય છે.

પ્રશ્ન ૨૦: અનપેક્ષતા, શુચિતા, દક્ષતા, ઉદાસીનતા, વ્યથારહિતતા અને સર્વારંભપરિત્યાગ એટલે શું? એ કેવી રીતે જીવનમાં સિદ્ધ થાય?

અનપેક્ષિતા એટલે નિસ્પૃહતા. એક વખત સુખની જેમાં કલ્પના થઇ તે જાતના જ સુખને માટે વારંવાર તલસવું એટલે સ્પૃહા. સ્પૃહા જો આત્માથી અન્ય ઠેકાણે હોય તો તે અવિવેકી છે. કેમકે આત્મા જ સૌથી સ્પૃહણીય છે. આથી આત્મપ્રાપ્તિમાં જ સાચી નિઃસ્પૃહતા છે. આત્મા જ પ્રિયતાનું ધામ છે. આથી વિષયમાં સ્પૃહા આત્મદૃષ્ટિએ અયોગ્ય છે. કેમકે વિષયમાં મૂળે સ્પૃહણીય એવું કશું નથી. આથી સાચી નિસ્પૃહતા એ આત્મજ્ઞાનની નિષ્ઠામાંથી જન્મે છે અને સ્થિર થાય છે.

શુચિતા એટલે પવિત્રતા બહારની પવિત્રતામાં શરીર, ઇન્દ્રિયો, વાતાવરણ, ખાનપાન, વિહાર, વગેરેનો સમાવેશ થાય છે. રાગદ્વેષ વગેરે મેલોને ધોઇ નાંખવામાં આંતર પવિત્રતા છે. વિવેકથી જ પવિત્રતાને લગતી મનોદશા સ્થિર થાય છે. અને તે માટે પ્રયત્નશીલતા પેદા થાય છે.

દક્ષતા એટલે એકી વખતે આવી પડેલાં અનેક કાર્યોને યથાર્થ રીતે સમજીને આટોપવાની શક્તિ, ધૈર્ય, શક્તિ, કાર્યકુશળતા, જાગૃતિ, ચીવટ વગેરેની સામુદાયિક અસરનો દક્ષતામાં સમાવેશ થાય છે.

ઉદાસીનતા એટલે ઉપર બેસવાની ટેવ. રાગદ્વેષના પ્રસંગો પેદા થાય છતાં ન તો રાગ કે ન તો દ્વેષને વશ થવાની તીવ્ર વિવેકીતા એટલે ઉદાસીનતા છે. તટસ્થતા એનું બીજું નામ છે.

વ્યથા–રહિતતા એટલે માનસિક સંતાપ રહિતતા. મનમાં ચિંતાઓ થયા કરવી, ક્ષણે ક્ષણે આધિઓ ઉઠયા કરવી એને વ્યથા કહેવામાં આવે છે. ચિંતા કરવાનું કશું કારણ નથી કેમકે આપણી ચિંતાએ આપણું ધાર્યું થતું નથી. અને આપણું ધાર્યું જ થવું જોઇએ એવો કાયદો નથી. એટલું જ નહીં. જગતની આંતર વ્યવસ્થા જે ઋત નિયમોના આધારે વર્તે છે તેનો અસ્વીકાર કરવાથી નકામી ચિંતાઓ ઉભી થાય છે. આથી વ્યર્થ ચિંતામાં કશો જ ફાયદો નથી.

સર્વારંભ પરિત્યાગ એટલે સ્વાર્થી કર્મોને તજવાનું શીલ. જે જે કાર્ય કર્મમાં સ્વાર્થની ગંધ આવતી હોય તે બધાં આપણું છેવટે કલ્યાણ ન કરતાં હોઇને તેમનો ત્યાગ કરવાનો સ્વભાવ એટલે કે યજ્ઞીય કર્મ કરવાની ટેવ. પરમાર્થમાં સ્વાર્થ છૂપાયેલો હોઇને પરમાર્થમા જ પ્રીતિ હોવી એનું નામ સર્વારંભ પરિત્યાગ છે. ત્યાગ નિષેધાત્મક ન હોય. વિધેયાત્મક હોવો ઘટે. આથી ત્યાગમાં જેમ સ્વાર્થનો નિષેધ છે તેમ પરમાર્થનું વિધાન છે. આથી સ્વાર્થ ત્યાગપૂર્વક પરમાર્થમાં પ્રવૃત્તિશીલતા એટલે સર્વારંભ પરિત્યાગ એમ સમજવું યોગ્ય છે. આ બધુંય સાચી સમજથી સ્વયમેવ ફળે છે.

**પ્રશ્ન ૨૬ : હર્ષ, શોક, રાગદ્વેષ અને શુભાશુભનો પરિત્યાગ કેવી રીતે સંભવે ?**

ગમતું મળવાથી હર્ષ થાય, અણગમતું મળવાથી અને ગમતાનો વિયોગ થવાથી શોક થાય ? રાગ તોષાય ત્યારે મન મલકાય દ્વેષ તોષાય ત્યારે મન દૂભાય ! શુભ અને અશુભ ફળની પ્રાપ્તિ થતાં અવિવેકી મનની

સમતુલા જોખમાય! આ હર્ષ અને શોક, રાગ અને દ્વેષ વગેરે બધુંય ખોટી સમજને લઈને આવે છે! ગમતાં ન ગમતાંની આપણી વિકૃત સમજણમાંથી એ લાગણીઓ પેદા થાય છે. આથી હર્ષ શોક, રાગદ્વેષ, શુભાશુભથી મલકાવું કે કરમાવું વગેરે અયોગ્ય છે. વિવેકથી સિદ્ધ થતું નથી. માટે હર્ષ શોક વગેરેને માટે અવકાશ નથી. એ બધાંના મૂળમા છે ઊંધી સમજણ. એ ઊંધી સમજણને સાચી સમજણ દ્વારા દૂર કરતા હર્ષાદિનો ત્યાગ સંભવે છે.

**પ્રશ્ન ૨૨ :** શત્રુ, મિત્ર, માન અપમાન વગેરે દ્વંદ્વોમાં સમતા કેળવવાનો ઉપાય શો?

આ બધાય વિષમ ખ્યાલો છે. આત્મદર્શનથી સમખ્યાલો આવે છે. આથી શત્રુમિત્ર, માન અપમાન વગેરે દ્વંદ્વોને પરાસ્ત કરવાનો એક જ રાજમાર્ગ છે, અને તે આત્માનુ યથાર્થ જ્ઞાન મેળવવું તે. જેને આત્માની સમજ છે તે સમજે છે કે આત્મદૃષ્ટિએ કોઇ કોઇનો શત્રુ કે મિત્ર નથી. આત્મા સૌનો સરખો છે. આથી શત્રુમિત્રાદિ ભાવ એ વિકૃત છે, આથી આત્મજ્ઞાનની યથાર્થતામા જ છૂટકારો છે.

**પ્રશ્ન ૨૩ :** અનિકેત અને સ્થિરમતિ એટલે શું?

નિકેત એટલે ઘર અનિકેત એટલે ઘર વગરનો. એટલે કે ભક્ત ઘર વગરનો હોવો જોઇએ. એનો અર્થ એ નથી કે ભક્તને ઘર જ ન હોય. ઘરમા અનાસક્તિ અહીં ઉદ્દિષ્ટ છે. એટલે કે ઘરબારમા જકડાયેલ હોય તે ભક્ત થઇ શકતો નથી એમ ભગવાન કહે છે. શરીરમાં પણ આસક્તિ ન રાખવાની હોય તો પછી શરીરભિન્ન પદાર્થોની તો વાત જ શી? આથી અનિકેત એટલે કે સર્વત્ર ઘરવાળો, કોઇ ભૂમિ જેને પારકી નથી એવો. એટલે કે ક્યાંયે મમત્વની મહોર ન મારનારો. સ્થિરમતિ- એટલે દૃઢબુદ્ધિ વ્યવસ્થિત અને કરણવાળો, સત્યને લગતા અફર નિશ્ચયવાળો.

**પ્રશ્ન ૨૪ :** ધર્મ્યામૃત એટલે શું?

ધર્મ્યામૃતમા ધર્મ્ય અને અમૃત એવા બે શબ્દો છે. ધર્મથી રહિત ન હોય એટલે કે ધર્મયુક્ત હોય તેને ધર્મ્ય કહેવાય. ભગવાને અહીં આપેલો ઉપદેશ પૂરો ધર્મયુક્ત છે. વ્યક્તિ અને જગતના જીવનનું ધારણ કરવાની અપરિમિત શક્તિ દેનારો છે. અને એ ઉપરાંત અમૃત છે. એટલે કે અમૃત જે પરમાત્મા તેને મેળવવાના સાધનરૂપ છે. અર્થાત્ એ ઉપદેશને આચારમાં ઉતારવા મથનારને છેવટે તે પ્રભુની પ્રાપ્તિ કરાવી આપે એવો છે.

**પ્રશ્ન ૨૫ :** ભગવાનને કેવા ભક્તો અત્યંત પ્રિય હોય છે?

જે ભક્તો પ્રભુએ કહેલા આ ધર્મ્યામૃત ઉપદેશને પ્રભુ પરાયણ અન-શ્રદ્ધાળુ થઇને આચારમાં મૂકે છે અગરતો આચારમાં મૂકવાનો પ્રામાણિક પ્રયત્ન કરે છે, તેવા ભક્તો ભગવાનને અત્યંત વહાલા છે. એટલે કે આચારની આબરૂ મોટી છે. આચાર સિવાયના એટલે કે આચારથી ખૂબ વેગળા વસતા સુંદર વિચારો પણ વાંઝીઆ થઇ બેસે છે. આથી કરવા દ્વારા જાણવું મુખ્ય છે. યથાશક્તિ આચાર વડો છે.

॥ इति भक्तियोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

---

ॐ

## ॥ अथ क्षेत्रक्षेत्रज्ञ योगः ॥

**પ્રશ્ન ૧ :** આ શરીર ક્ષેત્ર છે એટલે શું? અને એને જે જાણે તે ક્ષેત્રજ્ઞ. આનો શો અર્થ?

આ એટલે પ્રત્યક્ષ જે દેખાઇ રહ્યુ છે તે પિંડ અને બ્રહ્માંડ રૂપી શરીર. જીવનું ભોગાયતન એટલે શરીર. પ્રતિક્ષણ જે ક્ષીણ થાય છે તે શરીર. અર્થાત્ વિનાશ પામવાનો જેનો સ્વભાવ છે એવુ ભોગ અને અપવર્ગ સાધવાને માટે જીવનું જે કર્મમર્યાદિત કાળવાળું રહેઠાણ તે શરીર. ક્ષેત્ર એટલે ખેતર. શરીર અને ખેતરની વચ્ચે ઘણું મળતાપણું છે. આથી શરીરને ક્ષેત્ર કહેવામાં આવ્યું છે. ખેતરમાં જેમ નાંખેલું બીજ ઊગે છે તેમ આ શરીરરૂપી ખેતરમાં કર્મરૂપી બીજ અંકુરિત, પુષ્પિત, પલ્લવિત અને ફલિત થાય છે. જેવું બીજ તેવો પાક, તેમ જેવું કર્મ તેવો જ ,શરીરમાં ભોગનો ફાલ, ઉતરે છે. અનન્ત ખેતરોમાં જેમ અનન્ત બીજોના વાવેતરથી અનન્ત પ્રકારના ફળ ઉપજે છે, તેમ અનન્ત શરીરરૂપી ખેતરોમાં અનન્ત કર્મરૂપી બીજોના વાવેતરથી અનન્ત પ્રકારના કર્મફલ રૂપી પાક ઊતરે છે. સમસ્ત પૃથ્વી જેમ ખેતરોની સમષ્ટિ છે તેમ સમસ્ત બ્રહ્માંડ એ પિંડની સમષ્ટિ છે. સમસ્ત પૃથ્વીના ખેતરોની જેમ માલિકીના ધોરણે ભિન્ન ભિન્ન મર્યાદા છે—પાળો

બાંધેલી છે તેમ સમષ્ટિ બ્રહ્માંડના શરીર રૂપી ખેતરોની માલિકીની કલ્પના અનુસાર ભિન્નભિન્ન શારીરિક માનસિક વગેરે મર્યાદા છે. જેમ ખેતરોનો માલિક હોય છે તેમ શરીરનો પણ માલિક હોય છે. ખેતર ઉપર માલિકનું મમત્વ હોય છે, તેનો પાક તે જ ભોગવે છે તેમ શરીર રૂપી ખેતર ઉપર એ ખેતરના માલિક-જીવનું મમત્વ હોય છે. તેનાં કર્મનો પાક તે જ ભોગવે છે. આથી જે શરીર રૂપી ખેતરને "આ મારું છે" અને બીજા કોઈનું નથી એમ મમત્વપૂર્વક સ્વીકારી વર્તે છે તે જ ખેતરનો જાણકાર અને આથી જ ક્ષેત્રજ્ઞ કહેવાય છે. વળી ખેતર અને ખેતરના માલિકની વચ્ચે કાલ્પનિક મમત્વ સિવાય જેમ કશો સંબંધ નથી—જેમ ખેતર તેજ ખેતરનો માલિક નથી પણ ખેતરથી ગુણ કર્મે સ્વભાવે ખેતરનો માલિક જૂદો છે તેમ શરીર રૂપી ખેતર અને તેના જીવરૂપી માલિકની વચ્ચે પણ કાલ્પનિક મમત્વ સિવાયનો કોઈપણ બીજો સમવાય સંબંધ નથી. ઉલટું, શરીરથી તે ગુણ કર્મે સ્વભાવે તદ્દન જૂદો છે. એક જડ છે, બીજો ચેતન છે. આથી ક્ષેત્ર તે ક્ષેત્રજ્ઞ નથી. ક્ષેત્રજ્ઞ તે ક્ષેત્ર નથી આમ આ જ્ઞાનમાં ભેદનો મૂળથી જ સ્વીકાર છે. અને આ સૂક્ષ્મ ભેદજ્ઞાન મહા ઉપકારક છે.

**પ્રશ્ન ૨ :** સૌ ક્ષેત્રમાં હું જ ક્ષેત્રજ્ઞ છું એમ જ્યારે ભગવાન કહે છે? ત્યારે તેનો આશય શો ?

ક્ષેત્રની ભિન્નતા સાથે ક્ષેત્રજ્ઞનો ભેદ નથી એજ એનો આશય છે. એટલે કે આત્માની ભિન્નતા નથી. સૌનાં ભોગાયતન રૂપી શરીર જૂદાં છે. પણ એ શરીરમાં વસતો આત્મા એક છે. વિવિધતાના અકળાવી નાખે એવાં દર્શનથી ગભરાઈ ન જતાં એ બધી વિવિધતામાં ઊંડે ઊંડે છૂપાઈ રહેલી આત્માની સમરસ એકતાનું અહીં પ્રતિપાદન છે. આથી વિવેકી માણસ તો પરમાત્મા વિશ્વસ્વરૂપ હોવાથી સૌ ક્ષેત્ર સ્વરૂપ છે તેમ વિશ્વનો અંતરાત્મા પણ તેજ હોવાથી સૌ ક્ષેત્રજ્ઞ સ્વરૂપે પણ તેજ છે એમ અંતરમાં અનુભવી આત્મદૃષ્ટિને અનુરૂપ જીવવાનું નક્કી કરી તે પ્રમાણે જ જીવે. સૌ ક્ષેત્રમાં જ્યારે પ્રભુ જ ક્ષેત્રજ્ઞ રૂપે વર્તે છે. ત્યારે પોતાનું પણ સ્વરૂપ પ્રભુ જ છે એ સમજી પરમાત્માના જેવું મહા મહિમામય તેનું વર્તન કરવાને તેવો જીવ પ્રયત્ન કરે પોતાનામાં જે પ્રભુને તે પારખે તેવો જ સૌમાં રહેલો હોઈને સૌની સાથે પણ તે આત્મદૃષ્ટિનું જ વર્તન રાખે. આ વર્તન એટલે વિશ્વપ્રેમનું વર્તન અને એ વર્તનમાંથી સમસ્ત સદ્ગુણો—આત્માના ગુણોનો

વિકાસ જ ફળે છે. એટલે સૌમાં રહેલા આત્માનું દર્શન માણસને આત્માના સમસ્ત ગુણોની કેળવણી પાછળ જ પ્રેરે છે. આત્માને પ્રતિકુળ નહીં એવું અને સદા અનુકૂળ વર્તન જ તેમાંથી ફળે છે.

**પ્રશ્ન ૩: ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તે મારું જ્ઞાન–આનો શો અર્થ?**

આનો અર્થ એ થયો કે પરમાત્મા જડ અને ચેતન ઉભય સ્વરૂપ છે. પરમાત્માજ પોતાની કોઇ અચિન્ત્ય દિવ્ય અગમ્ય શક્તિથી ક્યાંક ચેતન રૂપે ,તો ક્યાંક જડરૂપે આવિર્ભાવ પામેલા છે, એટલે કે પરમાત્માથી ભિન્ન કશું હોઈ શકતું નથી. વળી આજે જડ ચેતનનો ભેદ ભાસે છે તે પણ ભૂમિકા ભેદેજ ભાસે છે. જેમ અંધારું એટલે પ્રકાશનો અભાવ નહીં પણ મંદતમ પ્રકાશ તેમ જડ એટલે ચેતનનો અભાવ નહીં પણ મંદતમ ચેતનનો આવિર્ભાવ એટલોજ એનો વૈજ્ઞાનિક અર્થ હોઇ શકે છે. આથી પૂર્ણ સ્વરૂપ પરમાત્માનો જાણકાર પરમાત્મા પરસ્પર વિરુદ્ધ સ્વરુપે કેમ વર્તે છે એવો સવાલ નહીં કરે. અંધારું કેમ આવ્યું, ક્યાંથી આવ્યુ ક્યાં રહે છે એ બધું જાણી શકાતું નથી પણ દીવો સળગતાં કરોડો વરસનું જૂનું અંધારું ભાગે છે એ અનુભવની વાત છે તેમ આ બધુ જડ જગત ક્યાંથી આવ્યું કેમ રહે છે–આ બધા વિરોધાભાસો શાને–એ સમજાતું નથી. પણ એ ભેદ જ્ઞાનનો દીવો સળગતાં ઉડી જાય છે એવો જ્ઞાનીઓનો અનુભવ છે. આથી અભેદ અનુભવવા ઇચ્છનાર ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ ઉભય પ્રભુનું સ્વરૂપ છે. આથી પ્રભુરૂપે એ બન્નેને જાણવા રહ્યા. પ્રભુ સિવાય એ બીજું હોઈ પણ શું શકે?

**પ્રશ્ન ૪: ક્ષેત્ર કેવું છે? કેવા પ્રકારવાળું છે? કયા કયા વિકારોથી ભરેલું છે? શેમાંથી શું ઉપજે છે?**

પાંચ મહાભૂતો, પંચ તન્માત્રા, અગીઆર ઇન્દ્રિયો, અહંકાર, બુદ્ધિ અને પ્રકૃતિ–આટલાં ચોવીસ તત્ત્વોના મેળા રૂપ આ ક્ષેત્ર છે. આ ચોવીસ તત્ત્વોમાં પણ મુખ્ય પ્રકૃતિ જ છે. કેમકે પ્રકૃતિના જ બાકીનાં તત્ત્વો એ પરિણામ રૂપ છે. આથી પ્રકૃતિ–માયા–અવ્યક્ત, ત્રિગુણ જ ક્ષેત્રનું વાસ્તવ સ્વરૂપ છે. આ ત્રિગુણાત્મક પ્રકૃતિ જ મહત્તત્ત્વ વગેરે રૂપે પરિણામ પામેલી હોઇને પિંડ તથા બ્રહ્માંડ રૂપે વર્તી રહેલી છે.

આ ત્રિગુણાત્મક પ્રકૃતિના મહત્તત્વ, અહંકાર, અને પાંચ તન્માત્રારૂપી વિકારો પ્રકાર કહેવાય છે. એ સાતનો પણ ક્ષેત્રમાં જ ,સમાવેશ થાય છે. પ્રકૃતિની દૃષ્ટિએ એ સાત વિકૃતિ છે. પણ એમાં પણ કાર્યકારણ ભાવ હોઇને

કાર્યની એ પ્રકૃતિ બને છે. મહત્તત્વ એ પ્રકૃતિની વિકૃતિ છે. પણ અહંકાર એમાંથી–મહત્તત્ત્વમાંથી પેદા થતો હોઇને અહંકારની એ પ્રકૃતિ છે. તેજ મુજબ અહંકાર મહત્તત્ત્વની વિકૃતિ છે પણ અગીઆર ઇન્દ્રિયોની અને પંચ તન્માત્રાની પ્રકૃતિ છે. આ પંચ તન્માત્રા અહંકારની વિકૃતિ છે. પણ પંચ મહાભૂતોની પ્રકૃતિ છે. પ્રકૃતિ એટલે અહીં કારણ. વિકૃતિ એટલે કાર્ય! આમ આ સાત પ્રકૃતિ વિકૃતિ છે. આથી એમને પ્રકાર કહેવામાં આવે છે.

બાકી રહેલાં પાચ મહાભૂતો અને અગીઆર ઇન્દ્રિયો એ ફક્ત વિકૃતિ જ છે. કોઇ તત્ત્વાન્તરની પ્રકૃતિ નથી. આથી એ મેળ વિકારજ કહેવામા આવે છે. આથી ક્ષેત્રનું સ્વરૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિ છે. મહત્તત્ત્વ, અહંકાર અને પંચ તન્માત્રા એના પ્રકાર વિશેષો છે. અગીઆર ઇન્દ્રિયો અને પંચ મહાભૂતો એના વિકારો છે.

આ ચોવીસ તત્ત્વોવાળા ક્ષેત્રમા ઇચ્છા, દ્વેષ, સુખદુઃખ, સંઘાત, ચેતના અને ધૃતિ વર્તે છે. આ ઇચ્છા વગેરે પણ અંતઃકરણમા ઉપજે છે. આથી એ બધાંય અંતઃકરણના જ ધર્મો છે. ક્ષેત્રના જ ધર્મો છે. ક્ષેત્રજ્ઞના નથી. સુખ અને દુઃખનો કોઇ ભોગવનાર હોય છે. ભોગવનાર ભોગ્યથી હંમેશાં જૂદો જ હોય છે. આથી ભોગ્ય સુખદુઃખનો ભોક્તા જીવ ભોગ્ય સ્વરૂપ હોઇ શકતો નથી આથી એ બધાં ક્ષેત્રમાં જ આવી જાય છે. બસ. એક બીજામાંથી ઉપજતા આ ચોવીસ તત્ત્વો અને તેમાથી પ્રવૃત્ત થતી ઇચ્છા વગેરેની વેદનાઓ એટલે પ્રાણીમાત્રની જીવન પ્રવૃત્તિ. અવ્યક્તથી માંડીને ધૃતિ સુધીનાને ક્ષેત્ર કહેવામાં આવે છે. આ જાતનું ક્ષેત્રનું જ્ઞાન સમદર્શી થવામાં ખૂબ ઉપયોગી છે. શરીરાદિના સાચા મૂલ્યાંકન કરવામાં અનિવાર્ય છે. આત્મૌપમ્ય વર્તન કેળવવા માટે હમેશા સહાયક છે. ક્ષેત્રજ્ઞને ક્ષેત્રના પ્રભાવથી નિર્લેપ રાખવામાં એ ઉપકારક નીવડે છે. મતિમાને એ મેળવવું જ રહ્યુ.

પ્રશ્ન ૫ઃ ભગવાન કહે છે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો પ્રભાવ હું તને ટૂંકમા કહુ છુ તો વિસ્તારથી એ કોણે કહ્યો છે?

ભગવાન જે ટૂંકમાં કહેવા ઇચ્છે છે તેજ વસ્તુ ઋષિમુનિઓએ લંબાણથી કહી છે. અર્થાત્ વેદ, ઉપનિષદ, સ્મૃતિ અને દર્શનશાસ્ત્રો વગેરેમાં જે વિસ્તારથી કહેવામાં આવ્યુ છે તેને જ ટૂકમાં અહીં ભગવાન કહે છે. ફુલના પ્રત્યેક પરમાણુમાં ત્રિદોષઘ્ન મધ રહેલુ હોય છે. પણ મધમાંખ જેમ

તેને મધપૂડામા સચિત કરી બતાવે છે તેમ ભગવાન શાસ્ત્રના શબ્દે શબ્દે સૂક્ષ્મરૂપે વસેના આ ત્રિદોષઘ્ન જ્ઞાનને આ અધ્યાયરૂપી મધપૂડામા સચિત કરી બતાવે છે

**પ્રશ્ન ૬.** મહાભૂતથી ધૃતિ સુધીના મળીને ક્ષેત્ર ગણ્યુ તો તે બધાનુ સ્વરૂપ અને ધર્મ શા?

મહાભૂતથી ધૃતિ સુધીના ક્ષેત્રનુ ત્રણુગુણો એજ સ્વરૂપ છે અર્થાત્ ત્રણુગુણો જેમ પ્રતિક્ષણુ પરિણામ શીલ છે તેમ તેના જ કાર્યરૂપ ક્ષેત્ર પણુ પરિણામ શીલ છે આથી કાર્ય હોઈને એ ક્ષેત્ર ઉત્પત્તિ અને વિનાશ અને તે બેની વચ્ચે આવતા વૃદ્ધિ ક્ષય વગેરે ધર્મોથી ભરેલુ છે ત્રણુગુણુની ભાજગડથી આ ક્ષેત્ર પણુ ભાજગડથી ભરપૂર થાય છે મહાભૂતો, ઇન્દ્રિયો, વગેરેના ધર્મો પ્રસિદ્ધ છે

**પ્રશ્ન ૭** ક્ષેત્રનુ પ્રતિપાદન કર્યા પછી તો ક્ષેત્રજ્ઞનુ સ્વરૂપ આલેખવુ જોઇએ તો વચ્ચે અમાનિત્વ વગેરે જ્ઞાનનો ઉલ્લેખ કરવા કેમ ભગવાન પ્રેરાયા?

ક્ષેત્ર પછી ક્ષેત્રજ્ઞનુ જ સ્વરૂપ આલેખવુ જોઇતુ હતુ પણુ ક્ષેત્રનુ સ્વરૂપ અમાનિત્વ વગેરે ક્ષેત્રજ્ઞના વાસ્તવ સ્વરૂપ જ્ઞાનના સાધનરૂપ છે એ સાધનોની પ્રાપ્તિ સિવાય સાધ્યની પ્રાપ્તિ કદી થતી નથી આથી પહેલા અમાનિત્વ વગેરેનો ઉલ્લેખ ભગવાન કરે છે વળી ક્ષેત્રના જ વાસ્તવિક મૂલ્યાંકનમાથી અમાનિત્વ વગેરે પ્રકટે છે આથી અમાનિત્વ વગેરેનો ઉલ્લેખ યોગ્ય છે

**પ્રશ્ન ૮** અમાનિત્વ વગેરે વીસ છે તો તેનુ છૂટુ છૂટુ સ્વરૂપ શુ છે? જીવનમાં એ કેવી રીતે ઉતારાય?

કોઇપણુ ગુણુ સમજપૂર્વક આચારમા મૂકવાના પ્રયત્ને જીવનમા વણાઈ જાય આથી આચરણુમા મૂકવાનો સભાન પ્રયત્ન જરૂરી છે સારી અગર નરસી ટેવ ટેવરૂપ બની જાય તે પહેલા તેનો અભ્યાસ જરૂરી છે આથી અમાનિત્વ અદભિત્વ વગેરે પણુ સમજપૂર્વક અમલમા મૂકવાના યત્નની અપેક્ષા રાખે છે

અમાનિત્વ એટલે અમાનિતા પોતાનામા પોતે સૌથી સૌ રીતે ઊંચો છે એવી એવી ભાવના માણુસ જ્યારે પોતાનુ જૂઠુ મૂલ્યાંકન કરે છે,

વિશ્વમાં પોતાનું વિવેકી સ્થાન મુકરર કરી શકતો નથી ત્યારે માનિતા પેદા થાય છે. આ માનિતા ખૂબ વિષમ ખ્યાલ છે. પ્રતિષ્ઠા ખાતર પોતાનામાં પૂજ્યતાનું આરોપણ કરી, તેવો પોતાને માની, સામા પાસે પોતાના વિષેનો તેવો ખ્યાલ મનાવવાની જે અધિક અહંતા તે માનિતા છે. સત્યથી એ કેવળ વિરોધી વર્તાવ છે. માનવ જાત અસત્યથી આ ક્રૂર અને જૂઠા ખ્યાલથી પીડાતી આવી છે. જીવમાત્રની તાત્વિક સમાનતાના અજ્ઞાનને લઈને આ ખ્યાલ પ્રવર્તે છે અને માનવજાતિની પ્રગતિને રોકે છે. આને લઈને વ્યક્તિગત અને સમષ્ટિ જીવનમાં ખોટા વાડાઓ ઉભા થાય છે, અને પરિણામે જાતીય ઉત્તમતા અધમતાના ખ્યાલો પ્રવૃત્ત થાય છે અને માનવજાતને નિરંતર યુદ્ધમાં રોકાયેલ રહેવું પડે છે. રંગભેદ, જાતિભેદ વગેરે હીનખ્યાલો આ માનિતામાંથી પેદા થાય છે. ક્ષેત્રજ્ઞના દર્શનમાં તો એ ભારે અંતરાય રૂપ છે. એ ખ્યાલથી પર થવું સૌમાં રહેલ જીવાત્માના અસ્તિત્વનો પૂરો સ્વીકાર કરવો, પોતાનાથી કોઈ પણ રીતે તેની સાથે તાત્વિક ભેદ નથી—સૌ એકજ પરમપિતાના બાળકો છે એમ અંતરથી સમજીને વર્તવું એટલે અમાનિતા છે.

દંભનો અભાવ એટલે અદંભિત્વ લાભ પૂજા કે ખ્યાતિને ખાતર, વેષ, ભાષા, ક્રિયા કે ચાતુર્ય વગેરે દ્વારા પોતે જેવા નહીં હોય તેવા બતાવવાની ચેષ્ટા એટલે દંભ. આ દંભ અસત્યનો પહેલો ખોળેનો દીકરો છે. સત્યનો અસ્વીકાર અને અસત્યનો સ્વીકાર અને અસત્યનો સ્વીકાર કરવાથી એ જન્મે છે. પોતે જેવો ન હોય તેવો પોતાને બતાવવાની જરૂર નથી. કેમકે તેમ બનાવવાથી તેવા થઈ જવાતું નથી. થોડો વખત થોડાને દંભ છેતરી શકે છે. પણ સર્વકાળ એ છેતરી શકતો નથી. આથી છેવટે તો દંભ જ છેતરાય છે. આથી દંભમાં ભારોભાર અસત્ય હોઈને દંભની જરૂર નથી. કેમકે સત્ય છેવટે પણ પ્રકટે છેજ અને અસત્ય છેવટે મરે છેજ, આથી દંભ ન રાખવો ઘટે.

અહિંસા એટલે નિષ્પ્રયોજન પ્રાણીઓના પીડનનો અભાવ. આ દુનિયામાં પ્રાણીઓને પીડવાનું દુઃખ દેવાનું કશું પ્રયોજન નથી માટે કોઈ પણ પ્રાણીને, કોઈ પણ નિમિત્તે, કોઈપણ ઠેકાણે, કોઈપણ કાળે, કોઈપણ જગ્યાએ, કોઈપણ રીતે ન સતાવવું પણ તેને ચાહવું અને તેનું પ્રિય કરવાની ચેષ્ટા કરવી એટલે અહિંસા છે. સૌમાં રહેલો આત્મા એ પોતાનોજ છે એમ જેને નિશ્ચલ સમજ આવી છે તે માણસ જાતે દુઃખી થાય પણ કોઈને દુઃખની કલ્પના પણ ન દે. આ અહિંસા આત્મદર્શનનો અમલમાં ઉતરેલો મહા મહિમા છે. માણસનો જ્યારે મહોદય થવાનો હોય છે ત્યારે તેને આ અહિંસા જીવનમાં સૂઝે છે.

ક્ષાન્તિ એટલે ક્ષમા. એટલે કે અનન્ત સહિષ્ણુતા. કોઇના પણ અપરાધને સહી લેવાની ટેવ. અજ્ઞાનનું તાંડવ માણસ જ્યારે બરોબર સમજે છે, અને જ્ઞાનની શીતળતા જ્યારે હૃદયમાં બરોબર ઠસેલી હોય છે ત્યારે કોઇ અપરાધ તેને દંડનીતિમાં પ્રેરી શકતો નથી. કોઇને દંડવાની વૃત્તિ આત્મભેદમાંથી પેદા થાય છે. આર્જવ એટલે સરળતા. મનવાણી કર્મની એક રૂપતા. દંભ જેમ અસત્યનું તેમ સરળતા સત્યનું ફરજંદ છે. મન વાણી કર્મમાં વિરોધ રાખવાનું કારણજ નથી. કેમકે તેમાં આત્મવંચના છે, અને પરિણામે આત્મનાશ છે. મનવાણી કર્મની એક રૂપતાજ રાખવી ઘટે કેમકે તેજ ફળે છે. કેમકે સત્ય છેવટે વિજયી થાય છે. આથી જીવનમાં ક્યાંયે વક્રતા – કુટિલતા જરૂરી નથી. ઇશ્વર સર્વજ્ઞ, સર્વ વ્યાપી, સર્વદર્શી છે એ માટે પણ મન વાણી કર્મની વિરોધિતા ન હોવી ઘટે.

આચાર્યોપાસન એટલે ગુરુશુશ્રૂષા. વિદ્યાદાતા અને જીવનને ઉજ્જ્વલતા દેનાર ગુરુ પ્રત્યે અગાધ માનની વૃત્તિ અને તેમાંથી યોગ્ય પ્રસંગે ફળતી પૂજ્યતા – સેવા શુશ્રૂષા વગેરે બધાયનો સમાવેશ આચાર્યોપાસનમાં થાય છે. વિદ્યાની કિંમત સેવાજ હોઇ શકે! કેમકે વિદ્યા કોઇ પદાર્થથી વેચાતી મળતી નથી. અને વિદ્યા સમી ઉપકારક અને કિંમતી કોઇ ચીજ નથી! આથી વિદ્યાનું ઋણ કદી પૂરું ફેડી શકાતું નથી. ગુરુસેવા કામદુઘા છે.

શૌચ એટલે બન્ને પ્રકારની પવિત્રતા. બહારથી અને અંદરથી જે જીવ પવિત્ર તે જીવનમાં ક્માયો. બીજા બધાય ખોટનોજ ધંધો કરે છે કેમકે પવિત્રતા એ પ્રભુ પ્રાપ્તિની પહેલી અને છેલ્લી શરત છે. અપવિત્રને પ્રભુ મળતા નથી. આથી પવિત્રતા સૌ સાધનોનું ફળ છે. સ્થૈર્ય એટલે ધ્યેયમાં અફર નિષ્ઠા. ધ્યેય પ્રાપ્તિમાં અનેક અંતરાયો આવે, કે પ્રલોભનો આવે પણ તેમાંથી નજ ચલિત થવાની ધીર નિષ્ઠા એટલે સ્થૈર્ય. સ્થૈર્ય તો સિધ્ધાન્ત નિષ્ઠાની કસોટી છે. અને આવી સ્થિરતા સિવાય સિધ્ધિ સાંપડતી નથી. વિરોધના વાવંટોળમાં પણ, સત્યમાંથી જે ન ચળવાની અને ભારેમાં ભારે ભોગ આપીને પણ સત્યનેજ વરવાની અને પકડી રાખવાની અરીટ ચીવટાઇથી સ્થૈર્ય આવી શકે છે. ઇન્દ્રિયાર્થ વૈરાગ્ય – એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ સ્વરૂપ ઇન્દ્રિયોના પદાર્થોમાં વિરામ. દુનિયાના પદાર્થોમાં પ્રીતિ કરવા જેવું આત્મ દૃષ્ટિએ કશું ન હોવાથી તે બધામાં પ્રીતિનો અભાવ એટલે વૈરાગ્ય. અર્થાત્ આત્માજ પ્રીતિધામ છે. આત્માનીજ પ્રિયતા વિષયોમાં પ્રતિબિંબિત થાય છે એ સમજ આવવાથી પ્રીતિના એકાયતન સમા આત્મમાંજ પ્રીતિ રાખવાની ટેવને લઇને ઇન્દ્રયોને

વિષયોમાંથી સ્વાધીનપણે ખમેડી લેવાની જે અદ્‌ભુત તાકાત તેને વૈરાગ્ય કહેવામાં આવે છે. આ વૈરાગ્ય આત્મા અનાત્માના નિશ્ચલ વિવેકને અમલમાં મૂકવાથી જન્મે છે.

અહંકાર એટલે પોતાને શ્રેષ્ઠ માની લેવાનો વહેમ. મનમાંને મનમાં પોતેજ સર્વ શ્રેષ્ઠ છે, એવી મહાદરિદ્રી ભાવનાને લઇને પોતાના સિવાયના કોઇને પણ સમકક્ષાએ ન સ્વીકારવાની નફ્ફટાઇ એટલે અહંકાર. આ વૃત્તિ નિરાધાર છે. એને સત્યનો સ્હેજે આધાર નથી. આથી એવી અસત્ય વૃત્તિનો સદાને માટે ત્યાગ એટલે અનહંકાર. પોતાને લગની કરેલી કલ્પનાઓમાં ફેર પડવા દેવાની મનની મોકળાશ પૂર્વકની સદા તૈયારી અને સામાનો અયોગ્ય પ્રતીકાર ન કરવાની સમજ એટલે અનહંકાર છે.

જન્મમૃત્યુ વગેરે પ્રાણીમાત્રને સર્વ સાધારણ છે એમ સમજીને એ બધાં પોતાના ઉપર પણ આવી પડે ત્યારે તેમને વિના કચવાટે સ્વીકારી લેવાની સમજ એટલે જન્મમૃત્યુ જરા વ્યાધિ દુઃખ તથા દોષનું અનુસંધાન છે. સૌને જે સાધારણ તેમાંથી આપણી બાદબાકી ન હોઇ શકે આથી વિશ્વના આંતર નિયમને પ્રસન્નતા પૂર્વક અને સાચી સમજપૂર્વક સ્વીકારી તે પ્રમાણે વર્તવાની સદા તૈયારીમા વિવેકની શોભા છે.

સ્ત્રી, પુત્ર, ઘરબાર, ઢોરઢાંખર, નોકર ચાકર વગેરે જે કાંઇ જડચેતન પદાર્થો કર્મ સંયોગે પ્રાપ્ત થયા હોય તે બધામાં અનાસક્તિ હોવી ઘટે. આસક્તિ એટલે વળગણ. તે તે પદાર્થો સાથે હર્ષ શોક રૂપી વિકારો પેદા કરે એવો સંબંધ. માણસ મૂળમાં આત્મા છે. આત્મા સ્વભાવેજ નિઃસંગ છે. નિર્લેપ અને નિરંજન છે. આત્માની નિરન્વય નિઃસંગતા દેહત્યાગ કાળે પ્રત્યક્ષ થાય છે. ચોવીસે કલાક સાથે રહેતા કલેવરને પણ છોડીને એ ચાલ્યો જાય છે. અને સાથે કશું જ જતું નથી. આથી જીવનકાળે પણ તેનો તેજ સ્વભાવ હોઇને આસક્તિ-પેદા કરે એવો સંબંધ ન રાખવો ઘટે. જડચેતન પદાર્થોની અવરજવર કર્મના સતત નિયમાનુસાર થયા જ કરે છે. એ અવરજવરને સમજી લઇ તેનાથી અક્ષુબ્ધ રહેવાથી સબળ તટસ્થતા એટલે આસક્તિ છે. તેજ પ્રમાણે અનભિષ્વંગને પણ સમજવો રહ્યો. આસક્તિ મમત્વ ઉપજાવે છે. અનભિષ્વંગ એક ડગલું આગળ જાય છે. પુત્રાદિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવાની ટેવ-પુત્રાદિની સાથે પોતાની તદાત્મતા માની લેવાની અવિવેકી વૃત્તિ એટલે અભિષ્વંગ છે. ગાઢ આસક્તિનું જ એ ઉદાર સ્વરૂપ છે. જ્યાં આસક્તિ જ ન્યાથી નથી ત્યાં અભિષ્વંગ ફળે જ તહીં. આથી

આત્મા-ક્ષેત્રજ્ઞના સ્વરૂપ દર્શનને ચાહનારે જડ ચેતનમા તન્મયતા માની તેના સુખ દુખે જાતે સુખી કે દુખી થવાની જરૂર નથી।

આ ઉપરાત ગમતા કે ન ગમતા બનાવોમા મનની તુલાને સમ ગખવાની ટેવ જરૂરી છે સુખમાં કે દુખમાં હર્ષ કે વિષાદ ન પામવાની સમજ આત્માને જાણવા માટે ઉપયોગી છે સુખ કે દુખને અધીન થઈ જવામા આત્માનો અજ્ઞાન સાથે સહકાર હોય છે કેમકે સુખથી રાગ તોષાય છે, દુખથી દ્વેષ તોષાય છે રાગ અને દ્વેષ અજ્ઞાનની જ સતતિ છે અને અજ્ઞાનની સાથે સહકાર રાખવાથી આત્મા કરમાઈ જાય છે આથી આત્માને પ્રફુલ્લ ગખવા ઇચ્છતો હોય તે એ બન્નેની સાથે પૂર્ણ અસહકાર આચરે અજ્ઞાન અને તેની અપાર બળવાન સતતિ સાથે વિવેકી અસહયોગ અને અસહકાર રાખવાથી આત્માનુ સ્વરૂપ સમજાય છે

આ ઉપરાત ભગવાન ઉપર અનન્ય યોગે અવ્યભિચારી ભક્તિ હોવી ઘટે અનન્યયોગ એટલે એક ચિત્તતા ચિત્તની જે અવસ્થામા અને ભગવાન સિવાય બીજુ કશુ ચિતમા ન હોય તે અવસ્થાને અનન્યયોગ કહેવાય આવા એકચિ તે અવ્યભિચારી ભાવે ભગવાનની એટલે કે ભગવાનના સ્વરૂપભૂત પ્રાણીમાત્રની યથાશક્તિ સેવા એટલે ભક્તિ અર્થાત્ આત્માને જાણવા ઇચ્છનાર વ્યક્તિનુ જીવન સેવામય હોવુ ઘટે, સેવા એનો શ્વાસ હોવો ઘટે પ્રાણીમાત્રને ભગવત્સ્વરૂપ સમજી તેમની યથાશક્તિ સેવામા રાચનારો માણસ આત્મજ્ઞાનને પામી શકે છે

વળી આત્મજ્ઞાન મેળવવા ઇચ્છનાર "વિવિક્ત દેશ સેવી" હોવો ઘટે વિવિક્ત એટલે એકાત અને પવિત્ર જગ્યાનો ચાહનારો અર્થાત્ અપવિત્રતા આણે એવા વાતાવરણથી હમેશને માટે મુક્ત હોવો ઘટે આત્મજ્ઞાન જાતેજ એટલુ પવિત્ર છે કે સ્હેજે અપવિત્રતા-કોઇપણ જાતની અપવિત્રતા એને માટે અસહ્ય હોય છે આથી પવિત્રતા માટે તેને મજ્જાગત પ્રેમ અને આગ્રહ હોવો જોઇએ

વળી તેવો માણસ ગમે તેની સોબતમા રહે એ કેવળ આત્મઘાતી છે આત્મપ્રાપ્તિ જેનુ ધ્યેય છે એવો મનુષ્ય એ ધ્યેયથી ભિન્ન અને વિમુખ એવા માણસોની સાથે સહચાર ન રાખે પ્રાકૃત એટલે અસસ્કૃત એવા માનવોનો સગ સસ્કૃતને પણ બગાડે છે આથી અસસ્કૃત સગ માત્રથી તે અલગ રહે સસ્કૃત સગ માત્ર સાથે મહીયાગ રાખે

અધ્યાત્મ જ્ઞાન નિત્યત્વ એટલે આત્માને લગતી સમજમાં હંમેશાની નિષ્ઠા. એટલે કે વર્તન માત્ર ને આત્મજ્ઞાનના માપદંડે માપવાનું શીલ. દરેક વસ્તુને આત્મજ્ઞાનની દૃષ્ટિએ મૂલવવી તે. અર્થાત્ આત્મજ્ઞાન જીવનનું જે ધોરણ અને વર્તન નક્કી કરી આપે તે ધોરણે અને રીતે વર્તવાની ટેવ. "તત્વજ્ઞાનાર્થ દર્શન" એટલે કે આત્મા સિવાયના બીજા અનાત્મ પદાર્થોના તત્વને જાણવા માટે તેને લગતા શાસ્ત્રોનું દરરોજ અવલોકન. અર્થાત્ આત્મભિન્ન પદાર્થોને વૈજ્ઞાનિક દૃષ્ટિથી નિહાળવાની વૃત્તિ. અનાત્મ પદાર્થોનું પણ યથાર્થજ્ઞાન હોવું ખૂબ આવશ્યક છે. કેમકે આત્માએ પણ અનાત્મામાજ વર્તવાનું છે. આથી આત્મામાં નિષ્ઠા રાખી, અનાત્માની પણ તે દૃષ્ટિએ મૂલ્યાંકના કરી તદનુરૂપ જીવનનો વળાંક ઇષ્ટ છે. આ અમાનિત્વ વગેરે જ્ઞાનનાં સાધનો છે. એ સિવાયના એનાથી વિરૂદ્ધ જે માનીપણું વગેરેના ખ્યાલો છે તે અજ્ઞાન છે.

પ્રશ્નઃ૯ "હવે હું તને જ્ઞેય કહીશ જે જાણીને અમૃત ભોગવે છે" તો તે અમૃત ભોગ એટલે શું?

જ્ઞેય એટલે જાણવા યોગ્ય. અમાનિત્વ વગેરે જ્ઞાનનાં સાધનો દ્વારા જાણવા જેવો જે આત્મા – ક્ષેત્રજ્ઞ તે ક્ષેત્રજ્ઞનું જ્ઞાન અમૃતનો ભોગ કરાવે છે. જેને જન્મ કે મરણ નથી સ્પર્શતું તેને અમૃત કહે છે. આવું અમૃત એટલે મોક્ષ. એટલે કે આત્માની સ્વરૂપમા સ્થિતિ. આ મોક્ષની સ્થિતિ એ આત્માનો સ્વભાવજ છે. આત્મા સદાય મુક્તજ છે. પણ અજ્ઞાન કાળે એ મુક્ત છે એવો અનુભવ થતો નથી. જ્ઞાન કાળે એવો જાત અનુભવ થાય છે. આથી મોક્ષ તો સ્વયસિધ્ધ છે. જ્ઞાન મોક્ષને ઉપજાવતું નથી. પણ મોક્ષનાં આવરણ રૂપ અજ્ઞાનને ભેદે છે. અજ્ઞાન ભેદાતાં જે આજ સુધી દેખાતું ન હતુ તે હવે દેખાતું થાય છે. જે સમજાતું ન હતુ તે સમજાય છે. આથી અમૃત ભોગ એટલે આત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર તેનો નિત્ય અનુભવ.

પ્રશ્નઃ ૧૦ઃ જ્ઞેયનું સ્વરૂપ શું? જ્ઞેય જે ક્ષેત્રજ્ઞ તેનો પ્રભાવ કયો?

ક્ષેત્રજ્ઞ એટલે કે શરીર રૂપી ક્ષેત્રમાં રહેલો જીવાત્મા એ જ્ઞેય છે. જીવાત્મા જાણવા યોગ્ય છે. તેને વિષે સૌથી પહેલુ જાણવા યોગ્ય છે તે એ કે તે પરં બ્રહ્મ છે. પરં એટલે કે પ્રકૃતિ અને તેનાં કાર્યોથી પરશ્રેષ્ઠ છે. એટલે કે ચૈતન્ય સ્વરૂપ હોઇને જડ પ્રકૃતિથી તે દરેક રીતે શ્રેષ્ઠ છે. નિરતિશય

છે. વળી તે બ્રહ્મ સ્વરૂપ છે. 'બ્રહ્મ' શબ્દનો અર્થ બૃહિંગત-એટલે કે અપરિચ્છિન્ન એવો છે. એટલે કે દેશકાળ નિમિત્ત કાર્યકારણ વસ્તુ વગેરે સમસ્ત પરિચ્છેદોથી તે અસ્પૃષ્ટ છે. અર્થાત્ તે પરમાત્મ સ્વરૂપ છે. અર્થાત્ જીવ પોતેજ પરમ પરમાત્મા રૂપ છે. એના મૂળ સ્વરૂપે એ એવો છે. વળી તે અનાદિમત્ એટલે કારણ સિવાયનો છે. અર્થાત્ કોઇનું કાર્ય નથી. એટલે કે એ નિત્ય છે. સદાભવ સદા એક રસ અખંડ એધૈક રસ છે. ત્રણે કાળમાં એનું અસ્તિત્વ અબાધિત છે. આવો નિત્ય પરંબ્રહ્મ સ્વરૂપ જીવાત્મા નથી તો સત્ કે નથી તો અસત્. સત્ એટલે કાર્ય. અસત્ એટલે કારણ. અર્થાત્ એ પરમાત્મા સ્વરૂપ જીવાત્મા કોઇનું કારણ નથી. કોઇનું કાર્ય નથી. એટલે કે એ નિત્ય હોવાથી કાર્ય નથી. અપરિણામી હોવાથી કારણ નથી. કાર્ય અને કારણથી એ વિલક્ષણ છે. અર્થાત્ જ્ઞેય આત્મસ્વરૂપ ક્ષેત્રજ્ઞ મૂળમાં પ્રકૃતિથી પરબ્રહ્મ સ્વરૂપ છે. એ સર્વવ્યાપી છે. ,અપરિણામી છે કૂટસ્થ નિત્ય છે. સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

આ ક્ષેત્રજ્ઞનો પ્રભાવ અચિન્ત્ય છે. એનામાં તમામ વિરોધી વાતો અવિરોધીની માફક રહેલી છે. આ ક્ષેત્રજ્ઞ સર્વ લક્ષણ લક્ષણ્ય છે. અને એકે લક્ષણથી લક્ષણ્ય નથી! એ ક્ષેત્રજ્ઞ ચોમેરથી હાથ પગ વાળો છે. ચોમેરથી આંખ માથાં અને મોઢાંવાળો છે. ચોમેર એનાં કાન છે. બધું વીંટીને એ રહ્યો છે. એક પણ ઇન્દ્રિયવાળો નથી છતા તમામ ઇન્દ્રિયોના ધર્મોનો પ્રકાશક છે, એટલે કે જાણે બધી ઇન્દ્રિયોવાળો છે. એ નિઃસંગ છે છતા સર્વનો ભર્તા છે. નિર્ગુણ છે છતાં શરીર ઇંદ્રિય વિષયોરૂપી ગુણોનો ભોક્તા એટલે કે અનુભવ કર્તા છે. પ્રાણીમાત્રમાં એ અંદર બહાર નિરન્તર વ્યાપી છે. એ જડરૂપ છે. ચેતનરૂપ છે. અતિ બારીક હોવાને લઇને વિશેષરૂપે જાણી શકવો મુશ્કેલ છે. પવિત્ર હૃદયને માટે એ અતિનિકટ છે. મેલાને માટે એ કરોડો ગાઉ દૂર છે. પ્રાણીમાત્રમાં એ મૂળમાં અવિભક્ત છે છતાં જાણે વિભક્ત હોય એમ લાગે છે. એ જ્ઞેય ક્ષેત્રજ્ઞ ભૂતભર્તા છે. ભૂતોત્પાદક છે. ભૂતહર્તા છે. એ જ્યોતિઓની પણ, જ્યોતિ છે. એ પ્રકૃતિ અને તેના કાર્યોથી અસ્પૃષ્ટ છે. આમ આ ક્ષેત્રજ્ઞનો પ્રભાવ અત્યંત અદ્ભુત છે. સ્થાવર જંગમ જગત એ એ ક્ષેત્રજ્ઞનો જ અચિન્ત્ય પ્રજ્ઞાવિલાસ છે. એ અમુક જ છે એમ કેવડતનું કહેવું એ અલ્પોક્તિ થઇ પડે છે. એ શું નથી એ કહેવું અશક્ય છે.

પ્રશ્ન ૧૧ જ્ઞાન જ્ઞેય અને જ્ઞાનગમ્ય એટલે શુ ? સૌના હૈયામા એ વિશેષરૂપે રહેલુ છે એટલે શુ ?

જેના વડે વસ્તુનુ જ્ઞાન થાય તે જ્ઞાન એટલે કે વાસ્તવિક જ્ઞાનનુ સાધન એટલે કે અમાનિના વગેરે જ્ઞેય એટલે જ્ઞાન વડે જાણવા યોગ્ય વસ્તુ એટલે કે આત્મા અને જ્ઞાનગમ્ય એટલે જ્ઞેયના જ્ઞાનથી મળતુ જે ફળ તે એટલે કે મોક્ષ. આ ત્રણેય વસ્તુ ક્ષેત્રજ્ઞ સ્વરૂપ પરબ્રહ્મ છે આ પરબ્રહ્મ પ્રાણીમાત્રના હૃદયમા વિશેષરૂપે રહેલ છે એટલે કે પરબ્રહ્મ પરમાત્મા પ્રાણીમાત્રના હૃદયમા પ્રત્યગાત્મા સ્વરૂપે અને અતર્યામી સ્વરૂપે વર્તી રહેલ છે અર્થાત્ પરમાત્માને જોવાને માટે મળવાને માટે કે પૂજવાને માટે ક્યાયે જવાની જરૂર નથી એ પૂજ્ય અને સ્તુત્ય ભક્તન્ય અને વદ્ય પરમાત્મા સૌના હૃદયમા જ વિરાજે છે માટે સૌએ પોતાના હૃદયમા ઉતરવુ જોઇએ

પ્રશ્ન ૧૨ ક્ષેત્ર જ્ઞાન અને જ્ઞેયને મારો ભક્ત જો જાણે તો તે મારા ભાવને માટે યોગ્ય થાય છે—આનો શો અર્થ ?

આમા બે વાત ભગવાને સ્પષ્ટ કરી છે એક તો કોરુ જ્ઞાન નકામુ છે તે અને બીજુ જ્ઞાનનુ ફળ જે મનુષ્ય ભગવાનનો ભક્ત ન હોય અને છતા આ જ્ઞાન મોઢે કર્યું હોય તો તેથી તેનુ ભલીવાર નથી અર્થાત્ જ્ઞાન ભક્તિથી ભીંજાયેલુ હોવુ જોઇએ ભક્તિ વિનાનુ જ્ઞાન નીરસ હોય એ નેરક ન બને જડ પણ રાખે ભક્તિમા જ આ જ્ઞાન પરિણમે આથી ભક્તિના રસથી સરસ બનેલુ જ્ઞાન જ જીવનમા પરમપ્રેરક બળ થઇ પડે છે આમ ભક્તિ સિવાયનુ જ્ઞાન બોજારૂપ થઇ પડે વાઝીઉં રહે ભક્તિથી ભરપૂર જ્ઞાન બોજારૂપ નથી થતુ તે વાઝીઉં નથી નીવડતુ તેનુ ફળ ભગવદ્ભાવની પ્રાપ્તિ હોય છે ભગવદ્ભાવ એટલે પરમાત્માની પોતાની સ્વરૂપમા સ્થિતિ પરમાત્મા જેમ સ્વરૂપમાં સદા વિરાજે છે સ્વમહિમામા સદા વર્તે છે તેમ તેવો ભક્ત જ્ઞાની પોતાના પરમાત્મ સ્વરૂપમા સદા વિરાજે છે પોતાના મહિમામા આરૂઢ રહીને વર્તે છે

**પ્રશ્ન ૧૩:** પહેલાં ભગવાન ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિષે કહે છે અને ત્યારબાદ અંદર પ્રકૃતિ અને પુરુષ આવે છે તો તેમાં કાંઇ ફેર છે?

પ્રકૃતિ અને પુરુષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, પરા અને અપરા પ્રકૃતિ વગેરે શબ્દો તેટલા જૂદા છે. પણ શબ્દ ફેરે અર્થ ફેર નથી. મૂળમાં એ બધું એકનું એક છે. એ બધાં એક જ છે-એમાં ફેર નથી એમ સૂચવવા જૂદા જૂદા અધ્યાયમાં ભગવાને જૂદા જૂદા શબ્દોનો પ્રયોગ કરેલ છે. આથી એમાં ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ-પ્રકૃતિ પુરુષ વગેરેમાં શાબ્દિક ફેર છે તેથી થોડો આર્થિક ફેર પડે પણ તાત્વિક ફેર નથી.

**પ્રશ્ન ૧૪:** પ્રકૃતિ અને પુરુષ જો બન્ને અનાદિ છે તો અનન્ત પણ હોવાં જ જોઇએ તો પછી મોક્ષ એટલે શું? તે કેવી રીતે સંભવે?

પ્રકૃતિ અને પુરુષ બન્ને અનાદિ છે. પણ બન્ને અનન્ત નથી. પુરુષ જ અનન્ત છે. પ્રકૃતિ અનન્ત નથી પણ સાન્ત છે. અને પ્રકૃતિની સાન્તતા એટલે ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનની સમાપ્તિ. જે પુરુષને પ્રકૃતિ ભોગ અને અપવર્ગ રૂપી બે ફળો આપી નિવૃત્ત થાય છે તેને માટે પ્રકૃતિનો અંત આવી જાય છે. અર્થાત્ પ્રકૃતિ અને પુરુષનો સંયોગ જ્યાં સુધી ભોગ અને અપવર્ગરૂપી બે પ્રયોજન પ્રકૃતિ સાધી આપતી નથી ત્યાં સુધી જ ટકે છે. એ પ્રયોજન પૂરુ થાય એટલે તે પુરુષનો પ્રકૃતિ સાથે સદાનો વિયોગ થાય: આ નિત્ય વિયોગ પૂર્વકની સ્વરૂપ સ્થિતિ એટલે જ મોક્ષ છે. આથી સમજનો ઘોટાળો ન હોવો ઘટે.

**પ્રશ્ન ૧૫:** જીવના જન્મમોક્ષમાં કારણ શું?

જન્મ એટલે નવાં દેહ ઇન્દ્રિયો વગેરે સાથે જીવનો સંબંધ. મરણ એટલે તે બધાનો વિયોગ અને મોક્ષ એટલે દેહાદિનો સદાને માટે વિયોગ અને સ્વરૂપમા નિરન્તર નિત્ય સ્થિતિ. જીવના આ પ્રકારના જન્મમરણમાં કારણરૂપ છે "ગુણ સંગ" પ્રકૃતિ એટલે ગુણ તેમા સંગ એટલે આસક્તિ શરીર, મન, ઇન્દ્રિય, વિષયરૂપે પરિણામ પામેલી પ્રકૃતિમાં જીવની આસક્તિ. મમત્વને લઇને તેને સ્વરૂપે જન્મમરણ અને મોક્ષ ન હોવા છતાં એ બધાંય જાણે હોય એમ લાગે છે. ટૂંકમાં પ્રકૃતિમાં સ્વરૂપનું આરોપણ અને તદનુરૂપ વર્તનમાથી જન્મ મરણ અને તેના અંતરાલમાં આવતાં સુખ દુઃખાદિનો અનુભવ થાય છે. પ્રકૃતિના ત્યાગપૂર્વક સ્વરૂપમાં સ્થિતિથી મોક્ષ થાય છે.

પ્રશ્ન ૧૬ : પ્રકૃતિમાં રહ્યાં છતાં પ્રકૃતિમાં ન રહેલા પુરૂષનું-જીવનું સ્વરૂપ શું ?

પ્રકૃતિમાં રહેવા છતાં તેમાં ન રહેલો પુરૂષ એટલે કે પ્રકૃતિમાં પ્રારબ્ધાનુસાર વર્તતો છતાં પણ તેમાં અત્યંત અનાસક્ત. આવો જીવાત્મા પ્રકૃતિ એટલે કે શરીરાદિ રૂપે પરિણમેલી પ્રકૃતિથી પોતાના સ્વરૂપને ભિન્ન તરીકે જાણે છે. તે તમામ કાર્ય કરણના સંઘાતના એટલે ઇન્દ્રિય સહિત દેહના સમસ્ત વ્યાપારનો કેવળ નિરક્ષક હોય છે. લોક અને શાસ્ત્રથી વિરુદ્ધ ન હોય એવાં કર્મોમાં પોતાની અનુમતિની મુદ્રા મારનારો હોય છે-તેમાં પોતાના પરિતોષને પ્રકટ કરે છે. તે સંઘાતનો પોષક હોય છે. સુખ દુઃખાદિનો સમભાવે જ્ઞાનપૂર્વક ભોક્તા હોય છે. આવી જાતનો સદેહ મુક્ત પુરૂષ શરીર ઇન્દ્રિય વગેરેનો સ્વાધીનપણે નિયન્તા હોય છે અને તે પ્રત્યગાત્મા રૂપે પણ પરમાત્મા જ હોય છે. ટૂંકમાં જ્યાં સુધી પ્રારબ્ધભોગ ભોગવવાનો હોય છે ત્યાં સુધી એ પોતાના મહા મહિમામાં રહીને તે ભોગવે છે પ્રકૃતિ અને તેનાં કાર્યો તેને દીનહીન બનાવી શકતાં નથી. પ્રકૃતિજ તેની સમક્ષ કિંકરી થઇને વર્તે છે. સ્વમહિમામાં પ્રતિષ્ઠા જ તેની મહત્તા હોય છે.

પ્રશ્ન ૧૭ : પ્રકૃતિ અને પુરુષના જ્ઞાનનુ ફળ શુ ?

જે પુરુષ પ્રકૃતિને તેના વિકારો સહિત સ્વરૂપે જાણે છે અને તે ઉપરાંત પોતાના સ્વરૂપને પણ પૂરુ પરખે છે તે કર્મની ચૂંગમાંથી મુક્ત થાય છે તે માણસ ત્રિગુણથી પર થઇ જાય છે. તે પાછો જન્મતો નથી. અર્થાત્ તેના સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મોનુ પૂરુ દેવાળુ નીકળી જાય છે. અને તેને જન્મવાનું કારણ ન રહેતુ હોવાથી જન્મતો નથી. પ્રકૃતિ અને પુરુષના યથાર્થ જ્ઞાનમાં અજ્ઞાનને બાળી નાંખવાનું પૂર્ણ સામર્થ્ય હોય છે. અને અજ્ઞાન બળી જતું હોવાથી જીવને જન્માદિ રહેતાં નથી.

પ્રશ્ન ૧૮ : પુરુષને જાણવાને માટે બીજાં સાધનો છે ખરા ? જો હોય તો તેનુ સ્વરૂપ શુ ?

પુરુષને જાણવાને માટે બીજાં સાધનોનો વિકલ્પ છે. પણ એ બધાય સાધનો પરસ્પર નિરપેક્ષ નથી. પરસ્પર ઉપકારક છે. આત્માને જાણવાને માટે ધ્યાન યોગ, સાંખ્ય યોગ કર્મ યોગ અને શ્રવણયોગ રૂપી સાધનો છે. ધ્યાનયોગ એટલે સમાધિયોગ, સાંખ્યયોગ એટલે જ્ઞાનયોગ, કર્મયોગ એટલે

નિષ્કામ કર્મયોગ. શ્રવણયોગ એટલે આપ્ત પુરુષ પાસેથી આત્મજ્ઞાનના સાધનોનું શ્રવણ કરી શ્રદ્ધાભક્તિ પૂર્વક તેના આચરણમાં તત્પરતા. શ્રવણ બાદ ભૂમિકા ક્રમે ધ્યાનયોગની સિદ્ધિ થાય છે. ધ્યાનમાંથી સ્વચ્છજ્ઞાન સ્થિર થાય છે. અને આત્માને લગતા સ્વચ્છ જ્ઞાનમાંથી નિષ્કામ કર્મયોગ ફળે છે. આથી આ બધાય અન્યોન્ય ઉપકારક અને સહાયક છે. જે સાધનની આપણે તીવ્રતાથી ઉપાસના કરીએ તે સાધનનું નામ આપણા યોગને મળે છે. બાકી, બાકીના બધા પણ સહચારી હોય છે જ.

**પ્રશ્ન ૧૯ :** ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સંયોગથી સ્થાવરજંગમ પેદા થાય છે. તો તે સંયોગ એટલે શું ? તેનું સ્વરૂપ શું ?

સંયોગનો શબ્દાર્થ તો બે વસ્તુ વચ્ચેનું દૃઢ જોડાણ એટલો થાય છે. અહીં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ રૂપી બે વસ્તુનું દૃઢ જોડાણ હોય છે. ક્ષેત્રની સાથે ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્રજ્ઞની સાથે ક્ષેત્ર મજબૂતપણે જોડાઇ રહેલાં હોય છે. આ જોડાણ દુન્યવી જોડાણ જેવુ નથી. પણ તેનાથી અત્યંત વિલક્ષણ છે. આ સંયોગ યોગ્યતારૂપી સંબંધ છે. ક્ષેત્ર જડ હોઇને ભોગ્ય છે ક્ષેત્રજ્ઞ ચેતન હોઇને ભોક્તા છે. ક્ષેત્રની ભોગ્ય થવાની યોગ્યતા છે. ક્ષેત્રજ્ઞની ભોક્તા થવાની યોગ્યતા છે. એ બેની વચ્ચેનાં સંયોગને લઇને બન્નેનું સ્વરૂપ સમજાય છે. આથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરૂપની સમજનુ જે કારણ તે જ સંયોગ છે. આ સંયોગનું કારણ અજ્ઞાન છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સંયોગ આવિદ્યક જ હોઈ શકે. નહીંતર એકબીજાથી અત્યંત વિલક્ષણ એવાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની વચ્ચે તાદાત્મ્ય ન હોય. પરસ્પરના ધર્મોની સેળભેળ ન હોય. અન્યોન્યનું અન્યોન્યમાં આરોપણ ન ઘટે. આથી જ્યાં સુધી સ્વરૂપ જ્ઞાનનો ઉદય નથી થતો ત્યાં સુધી આ ભોગ્ય અને ભોક્તા ભાવને ઉપજાવનારો સ્વરૂપ ઉપલબ્ધિના કારણ રૂપ, યોગ્યતા લક્ષણ, આવિદ્યક સંબંધ ચાલુ રહે છે.

**પ્રશ્ન ૨૦ :** ભગવાનની દૃષ્ટિએ ખરો દેખતો પુરુષ કયો ?

દર્શન બે પ્રકારનાં છે. એક ચર્મચક્ષુનું દર્શન. બીજું આંતર જ્ઞાનચક્ષુનું દર્શન. ઇન્દ્રિયાતીત દર્શન માટે ચર્મચક્ષુ અનધિકારી છે. ત્યાં જ્ઞાનચક્ષુ જ અધિકારી છે. અને ઇન્દ્રિયાધીન દર્શનમાં પણ ઇન્દ્રિયાતીતનુ દર્શન કરવાનું છે. આથી જેનું જ્ઞાનચક્ષુ ઉઘડેલું છે તે જ સાચા અર્થમાં જુવે છે. તેવો માણસ પ્રાણીમાત્રમાં સમરસ રહેલા પરમેશ્વરને સાક્ષાત્

જોઇ શકે છે અનિત્ય નામરૂપના ઢાળમા નિત્ય અખડ બોધ પરમાત્માને તે, ભાળે છે. ચામડાની આખ માણસમા તેનાં નામરૂપ વગેરેને જ જુવે છે. જ્ઞાનની આખ એજ નામરૂપમા નામરૂપ ઉપરાત એક અવિનાશી અને સમરસ પ્રભુને જુવે છે આ સર્વત્ર પ્રભુદર્શન જ દર્શન છે બીજો બધો અધાપો છે. જેને એ લાધ્યુ તે દેખતો

પ્રશ્ન ૨૧: જેના જીવનમાં સાચુ દર્શન હોય તેને જીવતાં જીવત ફલ શુ મળે?

સર્વત્ર પ્રભુ દર્શન એજ સાચુ દર્શન છે, તેને આત્માની અમરતાનુ સાક્ષાત્ ભાન થાય છે આથી તે ક્રિયા, કારક કર્મ કર્મફલ વગેરેની ભાજગડમાથી મુક્ત થાય છે અને સ્વરૂપમા પણ તેને પરમેશ્વર જણાતો હોવાથી તે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવે પોતાને પારખી શકે છે પોતાની નિત્યતા, શુદ્ધતાને=બુદ્ધતા-મુક્તતાના દર્શને તે જન્મજન્મની અવિદ્યાની મૂર્છામાથી જાગૃત થઇ, અત્યાર સુધી અમસ્તો જ અજ્ઞાનના ભયકર ઓથાર નીચે કચડાતો, પીડાતો, પીલાતો હતો એમ અનુભવે છે, અજ્ઞાન પણ પોતાનુ દિગબર સ્વરૂપ આ પામી ગયો છે એમ સમજી જાણે શરમનુ માર્યું તેની પાસે સ્વપ્ને પણ ભૂલથી પણ ફરકતુ નથી! બસ, જીવતા જીવત નિષ્કલેશ સુખ સ્વરૂપ આત્મ સ્વરૂપનો અનુભવ એજ મહા ફળ છે

પ્રશ્ન ૨૮: બ્રહ્મની પ્રાપ્તિ કયારે સભવે છે?

બ્રહ્મ કોઇ બહાર રહેલી કે અપ્રાપ્ત વસ્તુ જ નથી બ્રહ્મ સદા અતરમા છે અને નિત્ય પ્રાપ્ત જ હોય છે એની પ્રતીતિમા આડે આવતા આવરણો ભેદાય વિક્ષેપો દૂર થાય એટલો જ વાર છે આથી બ્રહ્મ પ્રાપ્તિ એ કાઇ નવીન નથી જે છે તેને જ સ્વરૂપે જોવુ અને માણવુ બાકી છે. એ માટે હૃદયની યોગ્યતા જોઇએ જ્યારે આ અનન્ત વિવિધતામા એકતા ઓતપ્રોત જણાય, અને આ એકતાનના પણ એમનો જ મહોદય છે. એક પરમાત્મામાથીજ આ અનન્ત સૃટિ પ્રકટી છે, પરમાત્માનો જ આ સૃટિએ અચિન્ત્ય શક્તિ વિલાસ છે એમ હૃદયથી સમજાય ત્યારે બ્રહ્માનુભવની યોગ્યતા સાંપડે છે હૃદયની પરમ પવિત્રતામાથી આ પ્રતીતિ પ્રકટે છે અભ્યાસ એ દૃઢ થાય છે સાક્ષાત્ દર્શને એ નિસશય થાય છે, તેમા નિદ્રા મળતા એ સ્વભાવિક થઇ જાય છે

પ્રશ્ન ૨૩ઃ આત્મા કરતો છતાં લેપાતો નથી એ કયા કારણે સમજવું ?

કરતો છતાં આત્મા લેપાતો નથી કેમકે આત્મા અનાદિ છે અને નિર્ગુણ છે. અનાદિ હોવાને લઇને એ અવ્યય છે. અવ્યય એટલે અવિનાશી. એટલે કે શરીરના જન્મે એ જન્મતો નથી. તેના નાશે નષ્ટ થતો નથી. વિનાશ બે રીતે થાય. સ્વરૂપે અને ધર્મે. આત્માનો સ્વરૂપે નાશ નથી કેમકે તે અનાદિ છે. એટલે કારણ રહિત છે. એટલે કે તે કોઇ કારણમાંથી જન્મતો નથી. જે કોઇ વસ્તુ કોઇ કારણમાંથી પેદા થાય તે અવયવવાળી હોઇને કાર્ય કોટિમા આવીને સ્વરૂપે નષ્ટ થાય! ઘડો માટીમાંથી જન્મે છે તે સાવયવ છે. આથી તેનામાં કાર્યનો ભાવ છે. અને આથી તે વિનાશી છે. આત્મા અકારણ છે. એટલે કાર્ય નથી. નિરવયવ છે. આથી તે કદી નાશ પામતો નથી. આત્માનો ધર્મે પણ નાશ નથી. કેમકે તે નિર્ગુણ છે. ગુણ એટલે ધર્મ. આત્મા નિર્ધર્મ છે. જે સગુણ હોય તે પ્રકૃતિ વગેરેની માફક ગુણક્ષયે નાશ પામે. આત્મા નિર્ગુણ છે. ગુણ રહિત છે. ચેતનથી ગુણથી–જડથી અસ્પૃષ્ટ છે. ઇચ્છા વગેરે ગુણો પણ ક્ષેત્રના છે. ક્ષેત્રજ્ઞના નથી. કેમકે તે બધા ગ્રાહ્ય કોટિમાં પડે છે. અને ગ્રાહ્ય માત્ર જડ હોય છે. અને આથી નિર્ગુણ હોવાથીજ તે કશું કરતો નથી. એટલે કે કર્તૃત્વનો આશ્રય થતો નથી. કેમકે કર્તૃત્વ પ્રકૃતિનું છે. એવો નિશ્ચય છે અને જે કરે નહીં તે લેવાય પણ નહીં. ક્રિયાનું ફળ કર્તાને મળે. આ કર્તાજ નથી. એટલે ફલભોક્તા પણ નથીજ. આથી આત્મા કરતો દેખાય છે અને ભોગવતો પણ જણાય છે પણ કર્તૃત્વ અને ભોક્તૃત્વ બન્ને પ્રકૃતિનુંજ છે આથી તે કર્તા છતા અકર્તા છે. ભોક્તા છતાં અભોક્તા છે. દેખાતો વિરોધ સાચી સમજે લુપ્ત થાય.

પ્રશ્ન ૨૪ઃ આત્માને કર્મલેપનો અભાવ બતાવવા આકાશનું અને સૂર્યનું દૃષ્ટાન્ત ભગવાન આપે છે. એ દૃષ્ટાન્ત કેમ આપ્યાં? બન્નેની ચરિતાર્થતા ક્યાં છે?

આ બન્ને દૃષ્ટાન્તો જરૂરી છે. બન્નેની ખૂબી છે. આકાશ જેમ ઘટ મઠ દુષ્ટ અદુષ્ટ બધી જગ્યાએ વ્યાપેલું છે છતાં અસંગ સ્વભાવનું હોવાથી તે તે વસ્તુના ધર્મોથી લેપાતું નથી તેમ ઉત્તમ કે અધમ દેહમાત્રમાં સર્વવ્યાપી ચેતન આત્મા રહેલો હોવાથી પણ તેને તે તે દેહના પુણ્ય પાપથી અસંગ હોવાને લઇને કદી લેપાતો નથી. સુખદુઃખથી ઓટાતો

નથી. અર્થાત્ આકાશનું દૃષ્ટાન્ત આત્માની સર્વવ્યાપકતા અને અસંગતાનું દ્યોતક છે, સૂર્યનું દૃષ્ટાન્ત આત્માની જ્યોતિર્મયતનું દ્યોતક છે એકત્વનુ દર્શક છે એકજ સૂરજ જેમ સમસ્ત લોકને પ્રકાશિત કરે છે તેમ એક જ આત્મા તમામ ક્ષેત્રને દ્યોતિત કરે છે. અર્થાત્ આત્મામા ભેદ નથી આત્મા એક છે. વળી આત્માની જ્યોતિ એ લૌકિક જ્યોતિ નથી પણ ચૈતન જ્યોતિ છે. એટલે જ્યોતિઓની પણ એ જ્યોતિ છે અને સૂર્યજ્યોતિ જેમ સૌને પ્રકાશ આપતી હોવા છતા જેમ કોઇના ગુણધર્મે અભડાતી નથી તેમ ચૈતન્યજ્યોતિ સર્વપ્રકાશક હોવા છતા કોઇન અભડાતી નથી

પ્રશ્ન ૨૫ઃ કોણ પરપ્રાપ્તિને માટે લાયક બને છે?

જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ભેદ જ્ઞાન ચક્ષુથી સમજે અને પ્રકૃતિના પાશમાથી છૂટવાને જે ઉપાય જાણે તે પરપ્રાપ્તિ-મોક્ષને માટે યોગ્ય બને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પરસ્પર અત્યત ભિન્ન છે. એક બીજાના ધર્મથી કેવળ અસ્પૃષ્ટ છે, આવુ જ્ઞાનની આખે જોવુ જોઇએ અર્થાત્ આ ભેદજ્ઞાન વિવેક જ્ઞાનમાથી સ્ફુરે છે અને સ્થિર થાય છે આ વિવેક જ્ઞાનનો જીવનમાં અમલ કરવાની શક્તિ આપે છે, ત્યારે ધીરે ધીરે જીવ મુક્ત બને છે સપૂર્ણ વિવેક જ્યારે આચાર ભૂમિકામા અવતરે છે તે વેળા તે આત્મપ્રત્યયે મુક્તિ માણે છે.

॥ इति क्षेत्र क्षेत्रज्ञ योगः ॥

॥ हरि॰ ॐ तत्सत् ॥



## ॥'अथ गुणत्रयविभागयोगः ॥

**પ્રશ્ન ૧ :** જે જ્ઞાનથી મુનિઓ પરમસિદ્ધિને પામે છે તેનો આકાર અને ફળ શું ?

વાસ્તવિક જ્ઞાનનો આકાર વસ્તુને અધીન હોય છે. અહીં ભગવાન જે જ્ઞાન આપવાના છે તે પર અને ઉત્તમ જ્ઞાન છે. પર એટલે પર વસ્તુને લગતું. પરવસ્તુ એટલે પરમાત્મા. અને આ જ્ઞાન ઉત્તમ છે. જ્ઞાનમાત્રમાં પરમાત્માને લગતું જ્ઞાન ઉત્તમ છે. એનું ઉત્તમપણું ફ્લને લઈને છે. બીજાં જ્ઞાનથી છેવટે બંધન મળે છે. આ જ્ઞાનથી ઉભય પ્રકારની મુક્તિ પ્રાપ્ત થાય છે. આ પરમાત્માને લગતું જ્ઞાન મળતાં મેળવનાર પરમાત્માનો સધર્મા થાય છે. એટલે કે તેનામાં અને પરમાત્માનામાં કશો તાત્વિક તફાવત રહેતો નથી. અર્થાત્ જીવતાં જીવત તેવા જીવો પરમાત્મરૂપ થાય છે. વળી આ જ્ઞાનના પ્રભાવે તેઓ જન્મમરણના ચક્રમાંથી મુક્ત થાય છે. અર્થાત્ પ્રભુ ઇચ્છાથી પ્રભુના કાર્ય માટે કદાચ તે જન્મે અને મરે તો પણ તેને જન્મમરણની વ્યથા રહેતી નથી. આ છે તે જ્ઞાનનો આકાર અને ફળ.

**પ્રશ્ન ૨ :** ભગવાન પ્રકૃતિમા ગર્ભ મૂકે છે એટલે શું ? ભગવાન સૌના પિતા કેવી રીતે ? અને જો ભગવાન સૌના પિતા છે એ સાચું છે તો એમાથી ફ્ળતુ વિશ્વદર્શન કયુ ?

ભગવાનનું ગર્ભાધાન ગ્રામ્ય ધર્માનુસાર નથી હોતુ. સૃષ્ટિના આરંભે ભગવાન પોતાની સૃષ્ટિ નિર્માણ શક્તિમા **"एकोऽहं बहु स्यां प्रजायेय"** આકારના સત્યસંકલ્પનુ આધાન કરે છે. બસ પરમાત્માની આ સિસૃક્ષા એજ એનું પ્રકૃતિમાં ગર્ભાધાન છે. આ સંકલ્પનું વીર્ય પ્રકૃતિમા પડતા વેંત અનન્ત બ્રહ્માંડની અનન્ત આકૃતિઓ પ્રકટે છે. બ્રહ્માદિ સ્થાવરાન્ત, પ્રકૃતિના ઉદરમાથી પ્રકટ થવા લાગે છે. ઉપનિષદ્‌ની પરિભાષામાં એને ઇક્ષણ કહે છે. વેદમા એને 'કામ' કહે છે. પરમાત્માની ઇચ્છા સિવાય ઘાસનું તણખલું પણ પેદા થતું નથી. આથી આબ્રહ્મસ્તમ્બાન્ત સૃષ્ટિ એ ભગવાનના વીર્યનો

આવિર્ભાવ છે. ભગવાનની દુરવગાહ્ય ઇચ્છાનું એ પ્રકટીકરણ છે. માણસની ઇચ્છાનો કદાપિ થાહ મળતો નથી તો પછી અખિલ બ્રહ્માંડના જનેતાની અનવગાહ્ય ઇચ્છાનો પાર ક્યાંથી પમાય? પશુ, પક્ષી, મનુષ્ય, દેવ, સ્થાવર જંગમમાં જે જે અનન્ત આકારે અનન્ત નામે પ્રકટેલું છે, પ્રકટી રહ્યું છે તે બધાંયની માતા પ્રકૃતિ છે. તે બધાનું પ્રકટીકરણ પ્રભુની ઇચ્છાને અધીન હોઇને પ્રભુ તેના પિતા છે. પરમાત્માની અનિરુદ્ધ ઇચ્છા અભંગપણે હમેશા પ્રવર્તે છે. એ ભૂમાવિહાર સંપૂર્ણપણે અજ્ઞેય જ રહે છે. વસ્તુમાત્રની ઉત્પત્તિ-સ્થિતિ વગેરે ઇશ્વરની, પ્રશ્ન ન પૂછી શકાય એવી મંગળમયી ઇચ્છાને અધીન છે એટલું જ સમજાય છે।

પરમાત્મા આ રીતે સૌના પિતા ઠર્યા એટલે આખુંય વિશ્વ પરમાત્માનું કુટુંબ થયું. આથી **વસુધૈવકુટુમ્બકમ્** નું દર્શન ફળે છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અને પ્રજા પ્રજા વચ્ચે પણ કુટુંબીવત્ સંબંધ જ ફળે છે. પરમાત્મા આપણા પિતા છે અને આપણે સૌ તેના સંતાન છે—આ દર્શનની દૃઢતામા માનવજાતિને માટે તમામ વરદાન, તમામ મંગળમયતા, તમામ શાંતિ સુખ અને સમાધાન છુપાયેલાં છે. એમા અહિંસક સમાજની કલ્પના છુપાયેલી છે. શાન્તિમય રીતે સમસ્ત માનવજાત કેવી રીતે જીવી શકે એનાં રહસ્ય મંત્રો છુપાયેલાં છે. આપણે સૌ એકજ પરમપિતાના સંતાનો છીએ એ સમજનો સ્વીકાર જો માનવજાતિ કરે તો જગજૂના વર્ણભેદો, રંગભેદો, દેશકાળના ભેદો, આચારવિચારના ભેદો સહ્ય થાય. એ યુદ્ધનાં બીજો ન બને, પણ વ્યવસ્થાનાં બીજો બને. આજે નહીં તો હજારો વર્ષો રહીને પણ જો માનવે સંસ્કૃતિ અને સભ્યતાને સ્વચ્છ કરવી હશે, સાચી પ્રગતિ કરવી હશે તો આ સત્ય તેણે સ્વીકારવું પડશે એટલુંજ નહીં પણ તેને અમલમા મૂકવું પડશે.

**પ્રશ્ન ૩:** ત્રણ ગુણો એટલે શું? એ ત્રણેનું સ્વરૂપ શું? એ ત્રણે આત્માને કેવી રીતે બાંધે છે?

સંસ્કૃત ભાષામાં ગુણ શબ્દના અનેક અર્થો થાય છે. પણ પ્રસ્તુત પ્રકરણમાં ગુણ એટલે દોરડું એ અર્થ વધારે ઉપયોગી છે. દોરડું જેમ પશુને બાંધી રાખે છે, તેની હીલચાલને મર્યાદિત કરે છે તેમ સત્વ, રજ અને તમ નામના ત્રણ ગુણો રૂપી પાશ જીવરૂપી પશુને બાંધી રાખે છે. તેની હીલચાલને મર્યાદિત કરે છે. આ ગુણપાશ અદ્ભુત છે. આ ત્રણે ગુણો ક્ષણ પરિણામી છે. ત્રણેનું કાર્ય ઉપરથી અનિત્ય સમજાય છે. સત્વગુણ સુખમય છે, રજોગુણ દુ:ખમય છે. તમોગુણ મોહમય છે. એટલે કે સુખદુઃખમોહ

એ ત્રણ ગુણનુ સ્વરૂપ છે એ ત્રણે ગુણો દેહીને પોતપોતાની રીતે બાધી નાખે છે ઉપર કહ્યુ તેમ આ ગુણબધન અલૌકિક છે સત્વગુણ નિર્મળ હોવાથી સર્વ પ્રકાશક છે એ ગુણ જ્યારે ઉભરે છે ત્યારે શરીર ઇન્દ્રિય મન વગેરે નિરુપદ્રવ હોય છે પ્રફુલ્લ હોય છે હલકા ફુલ જેવા એ બધા લાગે છે આ સત્વગુણ આત્માને જ્ઞાનશક્તિ રૂપે બાધી રાખે છે સુખા-સક્તિ દ્વારા બાધી રાખે છે જ્ઞાન અને સુખ સત્વગુણના સ્વાનુભવગમ્ય કાર્યો છે આત્મા સુખમા અને જ્ઞાનમાં તદ્રૂપ બની સાત્વિક સુખ અને જ્ઞાન પોતાનુ સ્વરૂપ છે એમ માની વર્તે છે સાત્વિક સુખ કે જ્ઞાન એ આત્માનો સ્વભાવ નથી સુખ અને જ્ઞાન સત્વગુણની પ્રસૂતિ છે એ બન્ને ગ્રાહ્ય છે તેથી જડ છે આથી જડમા તન્મયતા અને તદ્રૂપતા માનવી એ બધન છે આત્મા સ્વય નિર્ગુણ છે એટલે એની જ્ઞાનમયતા કે સુખસ્વરૂપતા આગન્તુક નથી, સ્વાભાવિક છે આથી સત્વગુણજન્ય જ્ઞાન કે સુખ ગમે તેટલા સુદર હોય પણ તે આત્માનુ સ્વરૂપ ન હોવાથી બધનરૂપ છે તેજ મુજબ રજોગુણ રાગ રૂપે આત્માને શરીરેન્દ્રિય મન વગેરેમાં સુબદ્ધ રાખે છે રાગ એટલે વિષયેચ્છા એમાથી તૃષ્ણા અને સગ પેદા થાય છે અને એ રજોગુણ કર્મમા આસક્તિ દ્વારા બધક નીવડે છે અર્થાત્ રાગ સ્વરૂપ રજોગુણ તૃષ્ણા અને સગ દ્વારા જીવને કામ્ય કર્મમાં આસક્ત રાખે છે અને આસક્તિ તો બધનુ સ્વરૂપ છે। વળી તમોગુણ અજ્ઞાનનો પિતા છે પ્રાણીમાત્રના વિવેકને એ મૂર્છિત કરે છે પ્રમાદ આળસ અને નિદ્રા રૂપી પોતાના કર્મદ્વારા જીવને એ બાધી રાખે છે આમ ત્રણે ગુણો પોતપોતાના કાર્યમા આત્માને તન્મય રાખતા હોઇને આત્મા મૂળમા તે તે ગુણરૂપ ન હોવા છતાં તેને તે તે ગુણમય બતાવે છે આ સ્વરૂપની વિસ્મૃતિ પૂર્વકની પરરૂપમા સમાધિ એટલેજ બધન છે

**પ્રશ્ન ૪ દરેક ગુણના પ્રાદુર્ભાવ વખતે બીજા બેનુ શુ થાય છે?**

જે ગુણ જે કાળે ઉભરે છે તે ગુણને નામે જ તે અવસ્થા ઓળખાય છે સત્વગુણના ઉભરા વખતે માણસ સાત્વિક કહેવાય છે પણ સત્વના ઉભરા વખતે પણ રજોગુણ અને તમોગુણ અનુદ્ભુત-અપ્રકટ અવસ્થામા હોય છે જ નવ્વાણું ટકા સત્વ હોય તોય એક ટકો તો પેલા બેનો હોય છે જ ગુણોને માટે હકીકત જ એવી છે આથી એકના ઉદ્ભવ વખતે બીજા બે દમાય છે એટલુ જ તેમનુ અસ્તિત્વ ટળી જતુ નથી આથી જ તો મહાપાપીને માટે પણ છૂટકારાની તક હોય છે તમોગુણની

અત્યંત વૃદ્ધિમાં પણ ઊંડે ઊંડે સત્વગુણ બીજરૂપે રહેતો હોવાથી પાપીને પણ નિરાશ થવાની જરૂર નથી. એ સત્વગુણને કોઇ પ્રબળ સંત વ્યક્તિ, તમોગુણ, રજોગુણને મહાત કરી, ઉપર લાવી શકે. આથી જ મહાપુરુષો હૃદયપલટામાં અખૂટ શ્રદ્ધાવાળા હોય છે. આથી કુદરતની આ વ્યવસ્થા ખૂબ શાણી છે. કોઈ આત્મા ઉત્ક્રાંતિને માટે ખોવાયેલો નથી. એ સિદ્ધાંત ગુણોના અંગાગીભાવે પ્રકટીકરણમાં છૂપાયેલો છે. પ્રબળ પ્રેમની ઉદાર અવસ્થામાં પણ ઊંડે ઊંડે દ્વેષનાં બીજ, તમોગુણ તદ્દન નિર્મૂળ થઇ શકતો ન હોવાથી હોઇ શકે છે. તેમજ અત્યંત તીવ્ર દ્વેષની ઉદાર અવસ્થામાં પણ પરમપ્રેમના બીજ ઊંડે ઊંડે હોય છે. કેમકે સત્વગુણને ઉજ્જડ કરી શકાતો નથી. આથી વિકાસપ્રિય માણસ તો વિકાસને લક્ષમાં લઈ સત્વગુણની અભિવૃદ્ધિમાં રાચે. અને બીજ સ્વરૂપે રહેતા રજોગુણ તમોગુણને પણ વંધ્ય કરવાનો પ્રયત્ન આદરે.

પ્રશ્ન ૫ : સત્વ વગેરે ગુણની ઉદારાવસ્થાના જાત અનુભવે સમજાય એવાં ચિહ્નો ક્યાં છે?

શરીરમાં રહેલી ઇન્દ્રિઓ જ્યારે પોતપોતાના વિષયોને યથાર્થ રીતે ગ્રહણ કરી શકે, હૈયું જ્યારે જ્ઞાનના પ્રકાશથી ઉભરાય, તન, મન, ઇન્દ્રિયોમાં હલકાપણું લાગે, સ્ફુર્તિ લાગે, નિષ્કારણ પ્રસન્નતા અને પવિત્રતા જણાય સુખ અને લઘુતાની સતત સ્ફુર્તિ અનુભવાય ત્યારે સત્વગુણની ઉદારતા વર્તે છે એમ સમજવું.

લોભ, નિરન્તર પ્રવૃત્તિ સ્વાર્થવિદ્ધ કર્મોમાં પ્રવૃત્તિ, 'અમુક કરી, અમુક કરીશ' એ જાતના સંકલ્પ પ્રવાહની સતતા, અને સ્પૃહા આટલી વૃત્તિ રજોગુણની ઉદારવસ્થામાં હોય છે.

ઇન્દ્રિયો જ્યારે પોતપોતાના વિષયોને પ્રકાશી ન શકે, આળસ અને અનુદ્યમ વધે, પ્રમાદ અને મોહ ન ટળે ત્યારે તમોગુણની ઉદાર અવસ્થા સમજવી. આ બધાં જાત અનુભવે સમજાય છે.

પ્રશ્ન ૬ : દરેક ગુણની વૃદ્ધિમાં દેહત્યાગનું ફલ શું?

જીવનમાં સરવાળે જો સત્વગુણની વૃદ્ધિ થયેલી હોય તો તેવા જીવને ઉત્તમ યોનિ પ્રાપ્ત થાય છે. એટલે કે ભાવિમાં પણ તે પોતાનો વિકાસ કરી શકે એવા નિર્મળ કુલમાં તેવો જીવ પુનર્જન્મ પામે છે. અને અધૂરાંને

પૂરા કરે છે. તેજ મુજબ સરવાળે જો રજોગુણની જ વૃદ્ધિ થયેલી હોય તો તેવો જીવ કામ્ય કાર્યમા આસકત લોકોને પામે છે. એટલે કે ભોગ પ્રધાન યોનિને પામે છે અને જેના જીવનમા સરવાળે તમોગુણની વૃદ્ધિ હોય તેવા જીવો દેહત્યાગ પછી મૂઢ યોનિમા જન્મે છે. એટલે કે વિવેક મૂર્છિત યોનિઓમા તે જાય છે. સત્વગુણી જીવ ઊર્ધ્વગમન કરે છે રજોગુણી હોય ત્યાજ રહે છે. તમોગુણી અધોગમન કરે છે

પ્રશ્ન ૭ : સત્વગુણ વગેરેથી પ્રેરિત કર્મોનુ સ્વરૂપ અને ફલ શું?

સત્વગુણથી પ્રેરિત થયેલું કર્મ નિષ્કામ હોય છે સ્વાર્થશૂન્ય હોય છે તેમા ફલસ્પૃહાનો અભાવ હોય છે. આથી તેના કર્મનુ ફલ નિર્મલ હોય છે. અર્થાત્ દુ ખ વગેરેના સ્પર્શથી રહિત પ્રકાશમય સુખ એવા કર્મનું ફળ હોય છે રજોગુણથી પ્રેરિત કર્મ રાગદ્વેષાદિથી મેલુ થયેલુ હોય છે. એટલે એનુ ફળ દુ ખમિશ્ર વિષય સુખોપભોગ હોય છે તમોગુણથી પ્રેરિત થયેલુ કર્મ વિવેક રહિત હોય છે આથી તેનુ ફળ પરિણામે અજ્ઞાનમૂર્છાની વૃદ્ધિ જ હોય છે.

પ્રશ્ન ૮ : સત્વ વગેરે ગુણોની જીવનનિયામક અસર કઇ છે?

સત્વગુણ જીવનને જ્ઞાનપ્રધાન બનાવે છે રજોગુણ લોભપ્રધાન બનાવે છે. તમોગુણ અજ્ઞાનપ્રધાન બનાવે છે. જેના હૈયામાં સત્વગુણ પ્રધાન હોય છે તે માણસ વિવેકી અને દૈવીગુણસપન્ન હોય છે તેવો જીવ ભાવિનો મુક્તાત્મા છે આ જગતનો તે જ્યોતિર્ધર બને છે જેના હૃદયમાં રજોગુણની અસર મુખ્ય હોય તેવો જીવ સ્વાર્થથી પર થઇ શકતો નથી તેનું જીવનદર્શન રજસ્વલ હોય છે લોભ તેનુ જીવનનિયામક બળ હોય છે. જે તમોગુણ પ્રધાન હોય તેનુ જીવન વિવેકવિધુર હોય છે પ્રમાદ અને મોહ તેના જીવનના નિયામક હોય છે.

પ્રશ્ન ૯ : સાત્વિક, રાજસ અને તામસ લોકોની સરવાળે જીવતાં જીવત સ્થિતિ શી હોય?

જે જીવ જીવનભર સાત્વિકતામાં રાચે છે તે ઉત્તરોત્તર ઊર્ધ્વગતિ કરે છે તેના જીવનમા જ્ઞાનનો પ્રકાશ અને સુખમયતા હોય છે. તેવા જીવો દેવ કોટિને પણ પ્રાપ્ત કરે છે રાજસ જીવો કદી સર્વોત્તમ દશા પ્રાપ્ત કરતા નથી તેઓ પુન પુન કામ્ય કરનારાના લોકમા જ અટવાયા કરે છે. અને

તામસ જીવો ઉત્તરોત્તર અધોગતિને જ પામે છે. છેવટે સ્થાવર ભાવને પણ પામે છે. આમ સ્થાવરથી માંડીને ઉચ્ચતમ કોટિના બ્રહ્માદિ પર્યન્તની અવસ્થા ગુણભેદે જીવને મળે છે. સાત્ત્વિક જીવન અત્યંત પ્રકાશમય હોય. તામસ જીવન અત્યંત અંધકારમય હોય. રાજસ જીવન પ્રકાશ અને અંધકારની વચ્ચે ઝોલા ખાતું હોય છે.

**પ્રશ્ન ૧૦ : ગુણમાંથી છૂટી જીવ બ્રહ્મભાવને ક્યારે પામે?**

બ્રહ્મભાવ એટલે પોતાની બેહદ વિશાળતાનો અનુભવ. જીવ મૂળમાં દેહાદિ ઉપાધિથી રહિત જ છે. પણ અવિવેકને લઈને તે, તે તે ઉપાધિવાળો હોય એમ ભાસે છે. સ્વરૂપની નિરૂપાધિક સ્થિતિનો અનુભવ દેશ, કાલ, નિમિત્ત વગેરે મર્યાદાઓથી, સ્વરૂપ, પર છે એનો અનુભવ એટલે બ્રહ્મભાવ છે. આ અનુભવ ત્રિગુણને લઈને રુંધાઈ રહે છે. આથી બ્રહ્મભાવ પામવાને ઇચ્છનારે પરિપૂર્ણ વિવેકી થવું રહ્યું. ત્રિગુણથી પોતે પર છે—આત્મા નિર્ગુણ છે. ગુણનો દ્રષ્ટા છે, ગૃહીતા છે, અનુભવિતા છે, આથી ગુણથી ભિન્ન છે, ગુણથી સદૈવ અસ્પૃષ્ટ છે, ગુણ તેનું સ્વરૂપ જ નથી, આથી ગુણ અને તેના પરિણામો તેને અડી શકતાં નથી, ક્રિયા, કારક, કર્તા વગેરે ગુણનાં છે આત્માનાં નથી, એવો સાક્ષાત્કારાત્મક અનુભવ થતાં સ્વરૂપની બ્રહ્માત્મકતાનો અનુભવ થાય છે. આથી જ્યારે ગુણનો દ્રષ્ટા પોતે નિર્લેપ, નિરંજન, ગુણસાક્ષી છે એમ સમજે છે, પોતે ગુણથી અત્યંત અસ્પૃષ્ટ છે એમ અનુભવે છે ત્યારે ભગવદ્‌ભાવ—બ્રહ્મભાવને પામે છે.

**પ્રશ્ન ૧૧ : ત્રણગુણને ઓળંગી જનાર અમૃત ભોગવે છે એટલે શું ?**

ત્રણગુણને ઓળંગી જનાર માણસને જીવતાં જીવત અમૃતનો ભોગ મળે છે એટલે કે અમૃત સ્વરૂપ પોતાના આત્મામાં રહેલ પરમાત્મભાવનો આસ્વાદ મળે છે. જે માણસ ત્રણગુણથી પર થઈ શકે છે તેને નિર્ગુણ આત્મસ્વરૂપનું સાક્ષાત્ જ્ઞાન થાય છે. એ જ્ઞાન તેને પોતે જન્મમરણથી સદૈવ અસ્પૃષ્ટ છે એમ જાત અનુભવ કરાવે છે. અને અમૃતતુલ્ય જીવન રસનો આસ્વાદ કરાવે છે. અર્થાત્ અખંડ સચ્ચિદાનન્દનો અનુભવ કરાવે છે. ગુણભોગ અમૃત નથી, વિષ છે. જન્મમરણથી વિદ્ધ હોઈને એ ઝેર જેવો છે. ત્રિગુણથી પર આત્મ સ્વરૂપમાં સ્થિતિ અમૃત છે. એનો આસ્વાદ લીધા પછી જન્મમરણનું કારણ ન રહેતું હોવાથી તેમનો સ્પર્શ રહેતો નથી. અર્થાત્ અમૃત ભોગ એટલે જીવન્મુક્તિ અને જેની જીવન્મુક્તિ હોય તેની વિદેહમુક્તિ હોય જ. તેજ વિદેહ મુક્તિના વિષયમાં સંશય વિનતો હોય.

**પ્રશ્ન ૧૨ : ત્રિગુણાતીતનાં ચિહ્નો કયાં ? તેના આચાર શા ? ત્રણુ ગુણુને તરી જવાનો ઉપાય શો ?**

સ્થિતપ્રજ્ઞ, ભક્ત કે ગુણાતીતની સ્થિતિ ગુણવિકાસ ઉપર અવલંબે છે. મોટે ભાગે એ સ્થિતિ આંતરવિકાસ સાથે સંબંધ ધરાવે છે. જે માનવ ત્રણગુણથી પર થાય છે તે ત્રણ ગુણના કાર્યોથી પોતાની જાતને અસ્પૃષ્ટ રાખે છે એટલે કે ત્રણગુણમાં રહેતો છતાં, તેમના સબંધમાં પ્રતિપળ, અનિવાર્ય હોવાને લઈને આવતો છતાં, તેમના આઘાત પ્રત્યાઘાતને વશ થતો નથી. સત્વ, રજ કે તમોગુણ પોતપોતાનાં કાર્યને પ્રવર્તાવે તો તેમાં તે નથી તો પ્રેમ કરતો નથી તો દ્વેષ કરતો. તેમને ઇચ્છતોએ નથી તેમને ત્યાગતોએ નથી. ત્રણ ગુણની સાથે પૂર્ણ અસહયોગ, પૂર્ણ સહયોગ છતાં પૂર્ણ અસહયોગ રાખે છે. કેમકે તેનો વિવેક કદી માંદો થતો નથી. તેણે આત્મા અને ગુણ પરસ્પર સ્વરૂપે અને ધર્મે ભિન્ન છે એવું સ્વાનુભવે જોઇ લીધુ છે. આથી સ્વરૂપભૂત આત્મામાં તે દઢપણે ખેડેલો હોય છે. ગુણ તેને ચળાવવા મથે તો પણ નિષ્ફળ થાય છે. તેના ઉપર ગુણોનો પ્રભાવ પડતો નથી, પડે તો ટકતો નથી. ચલચિત્રના પડદા ઉપર જેમ પળે પળે અનેક ચિત્રો પડે છે, પણ પડદો જેમ સ્વચ્છ ને સ્વચ્છ, ધોળાને ધોળા, હતો તેવોને તેવો જ રહે છે, ઉપર પડેલાં ચિત્રનો રહેજ ડાઘો પણ રહેતો નથી, તેમ ત્રિગુણાતીતના ચિત્તના પડદા ઉપર ત્રિગુણના અસંખ્ય ચિત્રો પડે છે પણ તે તેને સ્પર્શી શકતા નથી. તેનાનું ચિત્ત સદૈવ પ્રસન્ન ને પ્રસન્નજ રહે છે. તે સુખમાં અને દુઃખમાં સમાન રહે છે. તે સ્વસ્થ હોય છે. તેને ત્રિગુણના પદાર્થ માત્રની ઓછીવત્તી કિંમત લાગતી નથી. આત્માની દ્રષ્ટિએ તેને તે બધાય અભોગ્ય જ લાગે છે. તે પ્રિય અપ્રિયની કલ્પનાથી પર થાય છે. તેને કશું અપ્રિય જ રહેતું નથી કેમકે પ્રીતિધામ પરમાત્મા તેને સર્વરૂપે વિલસી રહેલો લાગે છે. એટલે તેને પ્રેમધામ પ્રભુનો નિત્ય સંયોગ હોવાથી કોઇનો વિયોગ જ નથી. આથી તેને અપ્રિય એવું કશું થતું જ લાગતુ નથી. તે સ્વભાવ વિજયી હોવાથી ધીર બને છે. તે નિંદા અને સ્તુતિથી પર થય છે. માન અને અપમાન, દોસ્ત અને દુશ્મનમાં સમાન હોય છે. સ્વાર્થ માત્રનો સન્યાસી હોય છે. આવો ત્રિગુણાતીત હોય !

•

આ સ્થિતિ મેળવવાનો એકમાત્ર ઉપાય છે પરમાત્માની અવ્યભિચારી ભક્તિ એટલે કે આત્માની આજ્ઞાનું નિરંતર પાલન. આ માના આદેશના

•

પાલન સિવાય ત્રણગુણથી પર થવું અશક્ય છે. આથી પરમાત્માની આજ્ઞાનું પાલન એટલે કે ભક્તિથી જ ત્રણગુણથી પાર જવાય છે.

**પ્રશ્ન ૧૩ :** ભગવાન અમૃત અવ્યય બ્રહ્મની અને શાશ્વત ધર્મ અને એકાન્તિક સુખની પ્રતિષ્ઠા છે એટલે શું ?

ગીતાના કૃષ્ણ ગોપીઓની ભાષામાં કહીએ તો **"न खलु गोपिका नन्दनो भवात्"**-ગોપિકા નન્દન નથી પણ **"निखिल देहिनां अंतरात्मदृक्"** એટલે કે પ્રાણીમાત્રના આત્માનો પણ સાક્ષી છે. એટલે કે તે પરમપુરુષ પરમાત્મા છે, આથી તેનામાં અને અમૃત અને અવ્યય પરબ્રહ્મમાં સ્હેજે તફાવત નથી. અર્થાત્ કૃષ્ણ જ પરમાત્મા છે. વળી તે કૃષ્ણરૂપી પરમાત્મા શાશ્વત ધર્મની પ્રતિષ્ઠા છે. એટલે કે સનાતન ધર્મની અવધિ છે. સનાતન એટલે કે દેશ કાળ વગેરેથી પર દરેક દેશને, કાળને, માનવને, લાગુ પડે એવા. આવો જે ધર્મ એટલે કે જીવન ધારણના શ્રાત નિયમો તે પણ પરમાત્મા જ છે. અને એ ધર્મના આચરણે ફળતું જે અવશ્યંભાવિ સુખ તે પણ પરમાત્મા જ છે. આથી ભગવાન જ બ્રહ્મ છે. ભગવાન જ શાશ્વત ધર્મરૂપ છે. ભગવાન જ એકાન્ત સુખનું ધામ છે, આથી તેને ભજનાર તેને જ પામે છે, તેમાં જ પ્રતિષ્ઠા મેળવે છે.

॥ इति गुणत्रयविभागयोगः ॥
॥ हरिः ॐ तत् सत् ॥

---

ॐ

## ॥ अथ पुरुषोत्तमयोगः ॥

**પ્રશ્ન ૧ :** ૧૪મો અધ્યાય અને ૧૫મો અધ્યાય એ બેની વચ્ચેની સંગતિ શી ?

ચૌદમા અધ્યાયમાં ભગવાને ત્રિગુણનું સવિસ્તર વ્યાખ્યાન કર્યું. પ્રકૃતિમાંથી પ્રકટ થતા આ સત્વાદિ ત્રણ ગુણો સંસાર રૂપી બંધનના કારણ રૂપ છે. આ ગુણમય બંધનમાંથી છૂટવાને માટે વિશ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માની અવ્યભિચારી ભક્તિયોગ દ્વારા સેવા એ જ એક ઉપાય છે એમ પ્રભુએ દેખ્યું. આ અવ્યભિચારી ભક્તિ પરમાત્માના તાત્વિક સ્વરૂપજ્ઞાનથી ઉપજે છે. જ્ઞાન

સિવાય પ્રેમ કેની રીતે કરી શકે ? આથી પ્રેમપાત્રની અસ્તિ અને તેના સ્વરૂપનું તાત્વિક જ્ઞાન ભક્તિયોગ માટે અનિવાર્ય છે. પરમાત્માનું તાત્વિક રૂપ દર્શાવવા પંદરમા અધ્યાયની શરુઆત છે. ભક્તિયોગ પુરુષોત્તમ યોગ કરાવી આપે છે. આ અધ્યાયને ભગવાન 'શાસ્ત્ર' તરીકે કહે છે. આ એક અધ્યાય પણ મુમુક્ષુને માટે બસ થઇ પડે છે. આથી ચૌદમા અધ્યાયમાં જે પરમાત્માનું સૂચન કર્યું છે તેનું જ વિસ્તૃત સ્વરૂપ કહેવાના આશયથી પંદરમો અધ્યાય પ્રવર્તે છે. આ છે એ વચ્ચે સંગતિ.

પ્રશ્ન ૨ : અશ્વત્થને જે જાણે છે તે વેદવેત્તા છે–તો અશ્વત્થ તે શું ? તેનું જ્ઞાન તે શું ? તેની પાછળ રહસ્ય શું ? સંસારને અશ્વત્થ કહ્યો છે તો એ રૂપક પૂરું સમજાવશો ?

સૂક્ષ્મતમ સિદ્ધાંતને ગળે ઉતારવા માટે, તેની યથાર્થ સમજ આવે એ માટે, બંધ બેસતું દૃષ્ટાન્ત આપવાની પ્રથા જાણીતી છે. પરમાત્માનું સ્વરૂપજ્ઞાન ખૂબ સૂક્ષ્મ વસ્તુ છે. સ્થૂલ મતિમાં એ સૂક્ષ્મજ્ઞાન કહેવા માત્રથી પ્રસરી જતું નથી. તેને અનેક રીતે સમજાવવાની જરૂર રહે છે. આથી આ વિષયમાં પુનરુક્તિ દોષ નથી, ભૂષણ છે. સંસારના મૂળ કારણ તરીકે પરમાત્માનું તાત્વિક રૂપ વર્ણવવાનું છે આ સંસારમાં સંગના ત્યાગપૂર્વક જીવવાનું છે. એથી વૃક્ષના રૂપક દ્વારા પહેલા એ શ્લોકોમા સસારનું સ્વરૂપ વર્ણવે છે. સંસારને અશ્વત્થની સાથે સરખાવવામાં પૂર્ણ ઔચિત્ય છે. આ અશ્વત્થને જે જાણે છે તે વેદવેત્તા છે. કેમકે આખા વેદમાં એટલુંજ જાણવા જેવું છે. વેદોનું પર્યવસાન પરમાત્મામાં, થાય છે. અને એ પરમાત્મા આ સંસારવૃક્ષથી જૂદા નથી. મૂળ અક્ષર પરબ્રહ્મથી માંડીને જડ અને ચેતનાત્મક શાખાઓ અને ઉપશાખાત્મક સમસ્ત સંસાર વૃક્ષથી ભિન્ન એવા પરમાત્માને વર્ણવવા શક્ય જ નથી. એજ આખાય વેદનો છેવટનો અર્થ છે. આથી જે સમસ્ત સંસાર વૃક્ષને જાણે છે તે તદાત્મક પરમાત્માને જાણે છેજ. આથી આ બધુંય પ્રભુ સ્વરૂપ છે, એ જ્ઞાનની સીમા છે, આથી જે સંસારને પ્રભુમય જાણે તે વેદવિદ્વાન છે.

અશ્વત્થ એટલે પીંપળો અગર તો વડ. આ પાછલો અર્થ કયાંયે દેખાતો નથી. છતાં સમજણની સ્પષ્ટતા માટે એ અર્થ વધારે ઉચિત છે. આ તો એનો શબ્દાર્થ છે. પણ એનો વ્યુત્પત્તિલભ્ય અર્થ અહીં ઉપયોગી છે. અ એટલે નહીં. શ્વ એટલે આવતી કાલે. ત્થ એટલે રહેનાર. આજે જે સ્વરૂપે આ સસાર છે તે સ્વરૂપે આવતી કાલે એ હરોજ એવી એને માટે

ખાત્રી નથી, કેમકે એ ક્ષણ પરિણામી છે. એને આ રીતે સમજવો એજ જ્ઞાન છે. એટલે કે સંસારનું અનિત્યત્વ સમજી લેવું અને એ રીતે જીવનનાં મૂલ્ય કરવાં. આત્માનું નિત્યત્વ અને અનાત્મ સ્વરૂપનું અનિત્યત્વ સિદ્ધ કરવું એજ એનું રહસ્ય છે. વિવેકને તીવ્ર કરવામાં એનો ઉપયોગ છે. આ ઠેકાણે સંસારને અશ્વત્થનું જે રૂપક આપ્યું છે તે સમજી લેવા જેવું છે. સંસાર અને અશ્વત્થની વચ્ચે ઘણી બાબતમાં મળતાપણું છે. અને વિલક્ષણતા પણ છે. વડનું મૂળ હોય છે પણ તે નીચે જમીનમાં હોય છે. આ સંસારરૂપી વડનું પણ મૂળ છે પણ તે ઊંચે છે. આ ઊંચાઇ તે કોઇ દુન્યવી માપે મપાય એવી ઊંચાઇ નથી. પ્રકૃતિ અને તેના કાર્યથી ઊંચે–અસ્પૃષ્ટ રહેતા એવા જે પરમાત્મા તે આ સંસારવૃક્ષનું મૂળ છે–કારણ છે. દુન્યવી અશ્વત્થની શાખાઓ ઊંચે હોય છે આ સંસારરૂપી અશ્વત્થની શાખાઓ છે પણ તે નીચે ફેલાયેલી છે. આ શાખાઓ તે અવ્યક્ત, મહત્, અહંકાર, પંચતન્માત્રા વગેરે છે. અર્થાત્ ત્રિગુણાત્મક પ્રકૃતિ એ આ સંસારવૃક્ષનું થડ છે. અને મહત્‌થી માંડીને તે પૃથિવી સુધીની તેવીસ એની દશે દિશામાં પ્રસરેલી શાખાઓ છે. દુન્યવી અશ્વત્થ વિનાશી છે. વિનાશી તો આ સંસારરૂપી અશ્વત્થ પણ છે. પણ અવિચ્છિન્નપણે એનો પ્રવાહ ચાલતો રહેતો હોવાથી એ અવ્યય-અવિનાશી પણ છે. વળી જેમ વડને તેનાં શોભાપ્રદ પાંદડાં હોય છે, તેમ આ સંસારને પણ શોભાપ્રદ, યજ્ઞ, દાન, તપરૂપી કર્મો છે, તે જ એનાં પાંદડાં છે. આ સંસારવૃક્ષની શાખા ઊંચે અને નીચે ચોમેર પ્રસરેલી છે. ત્રણ ગુણથી પોષાયેલી અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી વિષયોથી કુંપળવાળી, જીવરૂપી બ્રહ્માથી સ્થાવર સુધીના જીવરૂપી–ઉપશાખાઓ ફુટેલી છે. એ જીવરૂપી ઉપ-શાખાઓમાંથી ક્લેશ, કર્મ અને તેના જન્માદિ ફળવાળી વડવાઇઓ પ્રકટેલી છે. આ ક્લેશ વગેરેની વડવાઇથી બંધાયેલી જીવરૂપી અનન્ત શાખાઓથી લચેલ આ સંસારવૃક્ષ છે।

**પ્રશ્ન ૩ : સંસારનો વૃક્ષ તરીકે ઉલ્લેખ કયા પ્રયોજનને લઇને કર્યો છે?**

સંસારરૂપી વૃક્ષનું રૂપક અહીં સપ્રયોજન છે. આ સંસારરૂપી વૃક્ષ પ્રત્યેકના હૃદયમા ઊંડા મૂળ જમાવીને રહેલું છે. એને ઉખેડી કાઢવાનું છે. કેમકે જ્યાં સુધી એની જડ રહે છે ત્યાં સુધી માણસ શાન્તિ પામતો નથી. અર્થાત્ સંસાર દ્વારા તેના મૂળ પરમાત્માને માણસે શોધી કાઢી મેળવવાનો છે. એ પરમાત્માની પ્રાપ્તિ સંસારનો જડમૂળથી ઉચ્છેદ વગર થતી નથી. આથી હેય સંસારનો ઉચ્છેદ કરવા માટે તેના સ્વરૂપનો પૂરો પરિચય કરવો યોગ્ય છે. આ વૃક્ષ દુન્યવી વૃક્ષ નથી. અવળી સમજમાંથી એ વૃક્ષ પેદા

થયું છે અને આત્માને અન્યથા બતાવી રહ્યું છે. આથી એ અવળી સમજને દૂર કરવી એજ સંસારવૃક્ષનું ઉત્પાટન છે. એ ઉત્પાટન શકય બને માટે તેનો ઉલ્લેખ કર્યો છે.

**પ્રશ્ન ૪ : અસંગ–શસ્ત્ર એટલે શું ?**

વિકાર ઉપજાવે એવો સંબંધ એટલે સંગ. તેનો અભાવ એટલે અસંગ. અહંતા અને મમતા એ રાગદ્વેષરૂપી વિકાર ઉપજાવે છે. કેમકે તેમાંથી કર્તાપણાનું અને ભોક્તાપણાનું અભિમાન જન્મે છે. અહંતા અને મમતા અજ્ઞાનમાંથી ઉપજે છે. જે આત્મા અને અનાત્મા વચ્ચે રહેલી વિલક્ષણતા નથી જાણતો–જે આત્મા અને અનાત્માની સેળભેળ કરીને જ વર્તે છે, આત્મામાં અનાત્માના અને અનાત્મામાં આત્માના ગુણ ધર્મોને દૃઢપણે આરોપીને જ વર્તે છે તેને વિવેક હોતો નથી. એ અવિવેકમાંથી સંગ ઉપજે છે. સંગમાંથી અહંતા મમતા જન્મે છે. અહંતા મમતાજ સંસાર છે. આથી અહંતા અને મમતાનો અભાવ થાય એવું જે આત્માનું જ્ઞાન અને તેમાંથી ઉપજતો વીર્યવાન વિવેક એટલે અસંગ. આ વીર્યવાન અને અણિયાળો વિવેક જ હૃદયની અહંતા મમતા વગેરેની જટિલ ગાંઠને ભેદે છે. આથી તીક્ષ્ણ વિવેકરૂપી શસ્ત્ર એટલેજ અસંગ છે.

**પ્રશ્ન ૫ : ત્યારબાદ પેલું પદ શોધવું એમ ભગવાન કહે છે તો તે પદ કયું ? તેની શોધ કયાં કરવી ? કેવી રીતે કરવી ?**

પેલું પદ એટલે તત્પદ એટલે કે પ્રભુનું પદ. અર્થાત્ સંસારને અનાસક્તિ દ્વારા ઉજ્જડ કરીને ત્યાર પછી ભગવાનને શોધવા રહ્યા. એટલે કે સંસારની અને પ્રભુની સેવા સાથે સાથે થતી નથી. સંસારને સેવનારથી પ્રભુ દૂર રહે છે. પ્રભુને સેવનારથી સંસાર દૂર રહે છે. પ્રભુને મેળવવો હોય તો સંસાર છોડવો જ જોઈએ એટલે કે સંસાર ઉપરથી અનાસક્ત થવું જ જોઇએ. સ્થૂલ ત્યાગનું ઓછું મહત્વ છે. અનાસક્તિ જ સૂક્ષ્મ અને પરમ ત્યાગ છે. આથી સંસારમાં અનાસક્ત પુરુષ પ્રભુમાં આસક્ત થઈ શકે છે.

તે પદની શોધ કરવા કયાંયે જવું પડતું નથી. સૌનું હૃદય જ પરમ તીર્થસ્થાન છે. તેમાં જ તેની–પરમપદની–પરમાત્માની શોધ કરવાની છે. એ પદની એક વખત પણ મુલાકાત લેનાર પાછો આવતોજ નથી એટલે કે પ્રભુનો અનુભવ કરનાર સંસારમાં કદી આસકત થતો નથી. તેને અંતરમાં એવી સમજ આવે છે કે સંસારમાં જે આનંદ છે તે એનો આનન્દ છે. એ

સ્વયંભૂ આનંદ નથી. પ્રભુમાં સ્વયંભૂ એકરસ સુખમય અનન્ત આનંદ છે. આથી સંસારમાં રહેતો છતાં તેને સંસારમાં પ્રીતિ નથી. તેને પ્રભુમાંજ પ્રીતિ રહે છે. એ પરમપદની શોધ માટે તેણે ઇન્દ્રિયોને સમજપૂર્વક વિષયોમાંથી હઠાવવી. ત્યાર પછી ઇન્દ્રિયોને મનોમય કરી મનને હૃદયમય કરવું. હૃદયને સ્વસ્થ કરી પ્રભુનું જ શરણ લેવું. પ્રભુ કેવા છે. કયાં છે તેની જાતે કલ્પના કરવા ન બેસતાં પ્રભુ પોતે જ પ્રકટ થઈ પોતાને લગતું જ્ઞાન આપે એમ વર્તતું રહેવું. હૃદયની નિખાલસ તીવ્ર પ્રાર્થના અને પ્રભુને મેળવવાની હૃદયની અદમ્ય તાલાવેલી—પ્રભુ સિવાય બીજું કશુ જ ન રુચી રહ્યાની દઢના—બાળક જેમ માતાને તેમ આર્ત પવિત્ર હૃદયે પ્રભુને પોકારવાની, તેને માટે અશ્રુમયતા વગેરે તેની શોધના ઉપાયો છે. આ દિશામાં સૌથી મહત્વનો ઉપાય સંતોનો સહવાસ એટલે કે સત્સંગ છે સત્સંગ અને પ્રભુના નામનો હૃદયથી જાપ પ્રભુની શોધમાં મહત્વના ઉપાયો છે.

પ્રશ્ન ૬ : પ્રપત્તિ એટલે શું ?

પ્રપત્તિ એ પારિભાષિક શબ્દ છે. શરણાગતિ એ એનો અર્થ છે. શરણાગતિ એટલે સમસ્ત દુઃખની નિવૃત્તિને માટે તે દુઃખોને નિવૃત્ત કરી શકે એવી શક્તિને ખોળે નિષ્કપટ ભાવે પોતાની જાત ધરી દેવી તે. આવી શક્તિ એક પરમાત્મા જ છે. પરમાત્મા જ જીવના ત્રિવિધ અસહ્ય દુઃખોનો ફડચો આણી શકે. તેજ તેને સ્વરૂપભૂત અનન્ત સુખની પ્રાપ્તિ કરાવી શકે. આથી પરમ ભક્તિભાવથી - પરમપિતા પરમાત્મની ગોદમાં, શ્રદ્ધાપૂર્વક, નિઃકલેશ ભાવે, નિતાન્ત સાત્વિક હૃદયે જાતને સુપ્રત કરી દેવી એટલે પ્રપત્તિ છે. હૃદયની અત્યંત સરળતા પૂર્વક, કેવળ બાલભાવે સહૃદયતાથી પ્રભુનો પાલવ પકડવાની પરમ પવિત્ર અને સુખશાન્તિદાયક કળામાં પ્રપત્તિ રહેલી છે. હૃદયની એ વિશાળદ્રી—નિર્મલતમ સાત્વિક—પ્રભુગ્રાહી અવસ્થાની સતતતા માટે જે જે કાંઇ આવશ્યક તે બધુંય પ્રપત્તિના ગર્ભમાં છે. પ્રભુને પોતાનો બનાવી રાખવાની આવડત, તેના સદ્‌ગ્રાહક થવાની કુશળતા, પ્રેમની કઠિન પરીક્ષા આપવાની હિંમત, પ્રપત્તિ માગી લે છે. આ પ્રપત્તિ પ્રભુની પ્રેયસી છે, ભક્ત હૃદયની કલ્યાણી જનની છે.

પ્રશ્ન ૭ : તે પદ પર પહોંચવાનાં કયા સાધનોનો ભગવાન ઉલ્લેખ કરે છે? તે સાધનોનું સ્વરૂપ શું?

તે પદ એટલે પ્રભુનું પદ. પ્રભુનું પદ તો હૃદયમાંજ છે. આથી તે દૂર જ નથી. ફક્ત હૃદયમાં આપણા પ્રવેશની આડે આવતા અન્તરાયોને દૂર

કરવામા જ સાધનોની સફળતા રહેલી છે જે કોઈ પ્રભુના પદને પામવા ચાહતો હોય તે માન અને મોહ વગરનો બને, સંગદોષ જીતે, આત્મજ્ઞાનમાં સદા રાચે, સ્વાર્થી ઈચ્છાઓથી અસ્પૃષ્ટ રહે, સુખદુઃખાદિ જોડાઓની વિકૃત કલ્પનાઓથી પર થાય, વિવેકી થાય જે કોઈ આટલુ કરી શકે તેને પોતાનામા જ છૂપાઈને રહેલા પરમપદની સાક્ષાત્ પ્રતીતિ થાય છે માન એટલે અહંકાર અહંકારને માટે કોઈ પ્રયોજન નથી—આથી અહંકાર ન હોવો ઘટે કઇ વસ્તુને માટે માણસ 'અહં' ને પ્રસ્થાપિત કરે? ધોળા વાળને સ્વેચ્છાએ કાળો કરી શકે એટલી પણ એની તાકાત નથી આથી આ અનન્ત બ્રહ્માંડની પરમ વિશાળતાનો જે વિચાર કરી શકે છે અને તેની સરખામણીમા પોતાની શક્તિ કે જ્ઞાનને નિષ્પક્ષપાતપણે માપી શકે છે તેને પોતાના અહંકારની ક્ષુદ્રતા અને અસત્યતાનો પૂરો ખ્યાલ આવે છે તેજ પ્રમાણે મોહને માટે પણ અવકાશ નથી મોહથી પર થવાને જ તો પ્રભુએ માનવને બુદ્ધિ બક્ષી છે બુદ્ધિની બક્ષીસની મનુસ જો કદર કરી શકે અને એ બક્ષીસ પ્રભુએ એને જ કેમ આપી છે એનો જો એ વિચાર કરે તો મોહમા ન રાચે મોહમા રાચવામા માનવમતિનુ ભારે અપમાન છે સાચી સમજમા રાચવાની અપાર શક્તિ છતાં ઊંધી સમજમા રાતદિવસ ખરડવાની હઠ ન છોડવાની નફ્ફટાઈ માનવમતિને શોભતી નથી આથી નિર્મોહી થવાની જરૂર જ નહીં—ફરજ છે

તેજ મુજબ પરમપ્રેમાસ્પદ આત્મામા પ્રીતિ રાખવાને બદલે અનાત્મામા પરમ પ્રીતિ રાખવી એ સંગનુ માહાત્મ્ય છે મોહમાંથી—અવિવેકમાથી—આત્મા અને અનાત્મા પૈકી કોણ પ્રીતિ રાખવા લાયક છે એની સ્પષ્ટ સમજના અભાવથી માણસ સંગદોષનો ભોગ થઈ પડે છે સંગદોષ સંસાર રોગનુ બીજ છે એને મૂળમાથી જ ડાળી દેવામા આત્માની નીરોગિતા અનુભવાય છે આ ઉપરાત જીંદગીમાં વર્તવાનુ જ છે તો પછી આત્મા અને અનાત્મા ઉભયના યોગ્ય મૂલ્યાંકન કરીને જ વર્તવું ઘટે છે આથી યાવજ્જીવ માણસે અધ્યાત્મનિષ્ઠ રહેવુ ઘટે અર્થાત્ અનાત્મામા વર્તવાનુ હોઇને હંમેશા આત્માને યાદ રાખીને વર્તવુ રહ્યુ જીવનની પ્રત્યેક ક્રિયા કે વર્તન આત્મજ્ઞાનની દોરવણી પ્રમાણે થવુ ઘટે પરમપદની પ્રાપ્તિ માટે સ્વાર્થી માણસ લાયક નથી જે સ્વાર્થી ગણાય એવી ઇચ્છાથી પર છે એટલે કે જેનુ સમગ્ર જીવન યજ્ઞમય છે—પરાર્થે છે તેજ ત્યા પહોચી શકે છે સાચો સ્વાર્થ પરાર્થ સાધવામા જ છે અને તેવા માણસે સુખદુઃખના ખ્યાલથી મ્લાન ન થવુ ઘટે સુખ અને દુઃખની વ્યવસ્થા સ્વકર્માનુસાર જ થતી હોવાથી

અદ્દર છે. સુખદુઃખની લ્હાણી પ્રભુજ કરે છે. અને તેમાં રહેજે કોઇના ઉપર પણ પક્ષપાત થતો નથી આથી તત્પદ પામવાને માટે ઉત્સુક જીવ તો પ્રભુના નિષ્પક્ષપાત ન્યાયીપણા ઉપર વિવેકી શ્રદ્ધા રાખી, સ્વોપાર્જિત સુખદુઃખના ભોગે તદ્રૂપ નહી થાય. તટસ્થપણે તેને ભોગવી ભાવિમાં એ ભોગજ ન પ્રાપ્ત થાય એ રીતે જીવે. આ છે તત્પદને પામવાને ઇચ્છનાર માટેની લાયકાત.

પ્રશ્ન ૮ : સૂર્ય વગેરે તે પદને પ્રકાશિત કરી શકતાં નથી એટલે શું ?

– સૂર્યાદિ તે પરમાત્માના ધામને પ્રકાશિત કરી શકતાં નથી કેમકે તેમ કરવાનો તેમનો અધિકાર નથી. અર્થાત્ સૂર્ય વગેરે જોકે સર્વભાસક છે છતાં તે પરમાત્માના પદને બતાવી શકવાને તેઓ સમર્થ નથી. ભૌતિક અંધકારને ટાળવાને માટે સૂર્યાદિની ભૌતિક જ્યોતિ અધિકારી છે. પણ અજ્ઞાનનાં અંધારાને-કરોડો સૂર્યની સામટી જ્યોતિ પણ દૂર કરી શકતી નથી. પ્રભુનું પદ તો અજ્ઞાનનાં ગાઢાં અંધારાથી અદશ્ય થયેલું છે. આથી એ અંધારાને દૂર કરવાની સૂર્યાદિ કોઇપણ ભૌતિક જ્યોતિની લાયકાત જ નથી. વળી પરમાત્માનું પદ ચૈતન્ય જ્યોતિર્મય છે. એ ચૈતન્યની એકાદ લહરી દરેકમાં હોવાને લઇને સૂર્યાદિની પણ પ્રતીતિ થાય છે. આથી સૂર્યાદિ ચૈતન્યથી ભાસ્ય પ્રકાશ્ય-ગ્રાહ્ય થાય છે. તો જે ગ્રાહ્ય તે ગ્રાહકને ગ્રહી ન શકે. આથી ચેતન જ્યોતિથી જ ભરપૂર એવું પરમાત્માનુ પદ ભૌતિક જ્યોતિથી પ્રકાશિત થતું નથી। આથી અહીં ચેતન અચેતનનો ભેદ છે.

પ્રશ્ન ૯ : જ્યાં પહોચી પાછા ફરવાનુ નથી તો તે પહોંચવુ અને પાછા ફરવું એ શુ ?

'પહોંચવું' અને "પાછા ન ફરવુ" એનો અહીં વિશિષ્ટ અર્થ છે. પહોચવું એટલે નક્કી કરેલા સ્થાનાન્તરે જવું. અર્થાત્ પહોંચવામાં એક પ્રદેશનો વિયોગ અને બીજા પ્રદેશનો સયોગ સમાયેલ છે. બે વચ્ચેના અતરનો ખ્યાલ રહેલ છે. અહીં પહોંચવાનું છે પ્રભુના ધામમાં. એ ધામ કોઇક દૂર જગ્યાએ નથી. પોતાના કરતાં પણ પાસે છે. આથી અહીં સ્થાનાન્તરના ગમનનો પ્રશ્ન નથી. અહીં તો દષ્ટિ પરિવર્તનનો પ્રશ્ન છે. પોતાના જ અંતરમાં રહેલા સ્વયંજ્યોતિ પરમાત્માને પામવા. તેની અંતરમાં જ પ્રતીતિ કરવી, તેમાં નિષ્ઠા મેળવવી એટલે જ પહોંચવુ છે. અને તે માટે વચ્ચે આડે આવતા અંતરાયોને દૂર કરવા એનું જ નામ પહોંચવું છે. અંતરાયો છે અજ્ઞાન, અસ્મિતા, રાગ, દ્વેષ વગેરે. આથી પરમાત્માને સ્વથી દૂર રાખતા રાગદ્વેષાદિ અન્તરાયોને દૂર કરવા એટલે જ પહોંચવુ એમ સમજવું

"પગા ન ફરવુ" એટલે કે પ્રભુના સાક્ષાત્કાર પછી પ્રભુમય જ રહેવુ જેને જેને પ્રભુ કૃપાથી પ્રભુનો અનુભવ થાય છે તે પછીથી પ્રભુમાથી બહાર આવી શકતો નથી એટલે કે સૌમા તેને પ્રભુ જ જણાય છે તેના વ્યુત્થાનમા પણ સમાધિ જ હોય છે એટલે કે વ્યુત્થિત અવસ્થામાં પણ તેનુ વર્તન મહામહિમામય હોય છે પ્રભુતુલ્ય વર્તન જ હોય છે સસારમા વર્તે છે છતા અદ્ભુત રીતે તે અલિપ્ત રહી શકે છે બસ સસારમા હોવા છતાં નિરજન અને નિર્લેપ રહેવાની જે મહાકળા તે મહાકળામા તેવો પુરુષ કુશળ થાય છે સુમાર્ગમા કુશળતાથી વર્તવુ એજ ' પાગ ન ફરવુ '—એનો અર્થ થાય છે અર્થાત્ પ્રભુદર્શન પછી પ્રભુમા રહીને સસારમાં વર્તવુ—યાવજ્જીવ સસારના પોતાને ફાળે આવેલાં કર્મો અનાસક્ત ભાવે કરવા એવુ નામ "પગા ન ફરવુ એ છે

પ્રશ્ન ૧૦ જીવનુ સ્વરૂપ શુ ? જીવનભર જીવ કરે શુ ?

જીવ પરમાત્માનો જ અશ છે તણખો જેમ અગ્નિનો અશ છે અને આથી અગ્નિનુ સ્વરૂપ અને શક્તિ એ તણખાનુ પણ સ્વરૂપ અને શક્તિ છે તેમ પરમાત્માનુ સ્વરૂપ અને શક્તિ એજ તેના અશરૂપ જીવનુ પણ સ્વરૂપ અને શકિત છે ફેર એટલો છે કે પરમાત્માનુ સ્વરૂપ અને શકિત સદા અનવૃત હોય છે જીવનુ સ્વરૂપ અને શકિતઓ સ્વરૂપ પ્રબોધન થાય ત્યા સુધી આવૃત રહે છે પરમાત્મા સચ્ચિદાનદ મૂર્તિ છે તેનો અશ જીવાત્મા પણ સચ્ચિદાનદ મૂર્તિ છે ફક્ત જીવલોકમા એ અશ જીવ થઈ જતો હોવાથી પોતાના સ્વરૂપભૂત સચ્ચિદાનન્દનો એને અનુભવ થતો નથી દેહથી માડીને બુદ્ધિ પર્યન્તની મર્યાદાઓમા એ રૂધાયેલ રહેતો હોઇને એ સ્વરૂપની ઓળખમા ઊંધે છે યોગમાયાની મહાનિદ્રામા ઉંઘના જીવને સ્વરૂપની અત્યત વિસ્મૃતિ પીડે છે આથી તેને પોતાના પરમાત્મ સ્વરૂપનો ખ્યાલ આવતો નથી છતા હજારો ભિલ્લોની વચ્ચે રહેતો બ્રાહ્મણ જેમ બ્રાહ્મણ મટી જતો નથી તેમ હજારો વિપરીત વૃત્તિઓની સાથે તદ્રૂપ થઈને વસતો છતા પરમાત્મસ્વરૂપ જીવનુ પરમાત્મસ્વરૂપ ટળી જતુ નથી! આમ સ્થાનભ્રષ્ટ થયેલો અને સ્વરૂપ વિસ્મૃતિથી પીડાતો જીવ, તે તે દેહમા જીવનભર ઇન્દ્રિયોના નાયક મન ઉપર સવાર થઇને, વિષયોમાં દિનગત રચ્યોપચ્યો રહે છે શબ્દ સ્પર્શ, વગેરે વિષયોનો ઉપભોગ એ જીવમાત્રનો સામાન્ય ઇતિહાસ છે વિષયભોગ એ જીવના વિનિપાતની પરપરાનો કરુણ ઇતિહાસ છે સ્વરૂપમાથી ભ્રષ્ટ થવાની એ આકરી સજા છે પ્રાણીમાત્રનો આ કરુણ હેવાલ છે!

**પ્રશ્ન ૧૧ :** જીવનો જીવભાવ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી એ શરીર વગેરેનો સ્વીકાર અને ત્યાગ કેવી રીતે કરે છે?

ઉ. શરીરનો સ્વીકાર અને ત્યાગ, જ્યાં સુધી જીવભાવ રહે છે ત્યાં સુધી પોતાના કર્મને આધીન રહીને થાય છે. અમુક કર્મોના ભોગને માટે અમુક પ્રકારનો દેહ મળે છે. તે કર્મો જે પળે ભોગ દ્વારા પૂર્ણ થાય તેજ ક્ષણે દેહ પડે છે. આ દેહ પડે છે એટલે જીવ મુક્ત થઈ જતો નથી. સ્થૂલ દેહ તો માત્ર સૂક્ષ્મ દેહના આધારરૂપ છે. સૂક્ષ્મ દેહનું બંધારણ પણ અત્યંત સૂક્ષ્મ છે. એ પ્રત્યક્ષ નથી. જીવ જ્યારે સ્થૂલ દેહને છોડે છે ત્યારે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, સૂક્ષ્મભૂતો, અહંકાર અને બુદ્ધિ એમ સત્તર સૂક્ષ્મ તત્વોને વાસના રૂપે લઈને નવીન, ભોગ્ય કર્મોને અનુરૂપ, દેહને મેળવવાને માટે સંચરે છે ઇશ્વરની કૃપાથી એને નવીન દેહ પ્રાપ્ત થાય છે. એક દેહને છોડતો જીવ આ ઇન્દ્રિયાદિને લઈને જાય છે. નવાં શરીરને ધારણ કરતો જીવ આ ઇન્દ્રિયો વગેરેને લઈને તેમાં પ્રવેશ કરે છે. આ લિંગ દેહનો અને તેના કારણ રૂપ કારણ દેહનો જ્યાં સુધી જ્ઞાન દ્વારા વિલય ન થાય ત્યાં સુધી જન્મમરણ અનિવાર્ય છે. આથી જ્યા સુધી અજ્ઞાન રૂપ કારણ દેહ જેમનો તેમ રહે છે ત્યા સુધી લિંગ દેહ છૂટતો નથી. અને જ્યાં સુધી લિંગ દેહ છૂટતો નથી ત્યાં સુધી જીવનો જીવભાવ એટલે શરીર ઇન્દ્રિયો વગેરેના ઉપર સવાર થઈને વિષયભોગ છૂટતો નથી, આથી શરીરાદિનો સ્વીકાર અને ત્યાગની પરંપરા જ્યાં સુધી અજ્ઞાન અને તેની સંતતિ જીવતી હોય ત્યાં સુધી અનિવાર્ય હોય છે.

**પ્રશ્ન ૧૨ :** દેહાન્તરમાં ગયેલો જીવ ત્યાં શું કરે છે?

સામાન્ય રીતે જીવની જીવનચર્યા કરોડો વર્ષની જૂની જ હોય છે. કરોડો વર્ષ ઉપર માણસ જે રીતે જીવતો હતો તે જ રીતે આજે જીવે છે. આહાર, નિદ્રા ભય અને મૈથુનની જગજૂની ટેવ એણે છોડી નથી. આથી એક દેહનો ત્યાગ કરી બીજામાં સંચરેલો જીવ તે તે યોનિને અનુસાર શક્ય એટલા ઇન્દ્રિયોના ભોગ વિલાસમાં જ ગળાબૂડ રહે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધનો, મન ઉપર સવાર થઈને એ રાત દિવસ ભોગ ભોગવે છે જીવની આ કરુણ કથની છે. જન્મ જન્મ ભોગવેલા અને આથી જ વાસી થઈ ચૂકેલા અને એંઠા ગણાય એવા વિષયોના રસાસ્વાદમાં એને ક્ષણે ક્ષણે નવો રસ આવે છે. વિચાર કરે તો આ પ્રવૃત્તિમાં રહેલી વિવેકશૂન્યતા એને સમજાય! એને પોતાના વર્તનની લઘિમા સમજાય. પોતાને પોતાના ઉપર જ જુગુપ્સા આવે! કીર્તિ, કામિની અને કંચનની માયામાં-મોહમાં જીવનભર

વર્તવું એજ એનો સરવાળે ધંધો છે! હજારો વર્ષની પ્રગતિના વહેમ પછી પણ સામાન્ય રીતે માનવ સમજણુ દશાએ છેકજ બાળક રહ્યો છે! અતીન્દ્રિય સુખોની પ્રતીતિ ન હોવાથી, આધ્યાત્મિક કલ્યાણમાં શ્રદ્ધાની ઓછપ હોવાથી, વિવેકની જ્યોતિ અતિ ઝાખી હોવાથી, દુઃસંગમાં ચોવીસે કલાક જીવતો માણસ સ્વરૂપસુખની નિત્ય નવી, તાજી, તાજગીભરી સુભગ રસમયતાથી વંચિત રહે છે. પોતાના જીવનનું પોતે સમાલોચન કરે તો માણસને રોવાનું મન થાય એ રીતે એ જીવે છે. ભગવાન અહીં માનવને ચેતવે છે.

પ્રશ્ન ૧૩: વિમૂઢો જીવને-આત્માને જોઇ શકતા નથી. જ્ઞાનનેત્રવાળા જુવે છે. તો વિમૂઢ અને જ્ઞાનનેત્રવાળો એટલે શું?

વિમૂઢ એટલે વિશેષ મૂઢ એટલે કે વિવેક રૂપી આંખ વગરના. જ્ઞાન ચક્ષુવાળા એટલે જ્ઞાનરૂપી આંખ જેમની ખુલી ગઇ છે એવા. જીવાત્મા એવો પદાર્થ નથી કે જે સામે પડેલી વસ્તુની માફક આંખથી જોઇ શકાય! ઇન્દ્રિયોથી સ્થૂલ પદાર્થોનું ગ્રહણ થઇ શકે છે. આત્મા સૂક્ષ્મતમ-અજ છે. ઇન્દ્રિયોમાં આત્માનું ગ્રહણ કરવાની લાયકાત ન હોવાથી આત્માને એ પકડી શકતી નથી. રૂપ એ આંખના અધિકારનો વિષય છે. જીભ જો રૂપને ન પકડી શકે તો તેમાં જીભનો વાંક ન ગણાય. તેમ આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય ચીજ જ નથી તેથી ઇન્દ્રિયો એને ન ગ્રહી શકે તો એમનો વાંક નથી. આનો અર્થ એ નથી કે આત્મા પકડાતો જ નથી. આત્માને પકડવાને માટે વિવેકરૂપી આંખ છે. વિવેક એટલે કે ભેદ જ્ઞાન. સમજ-યથાર્થ સમજ-આત્માને લગતી ચોક્કસ સમજથી આત્મા અનુભવમાં આવે છે આથી જેનામાં વિવેક નથી તે મૂઢ છે અને આથી તે આત્માને જોઈ શકતા નથી. જેની જ્ઞાનરૂપી આંખ સ્પષ્ટ સ્પષ્ટ ખુલી છે તે આત્માને, સામે રહેલી વસ્તુની માફક સાક્ષાત્ જોઇ શકે છે. વસ્તુની યથાર્થતાને પકડવાની શક્તિ-દર્શન શક્તિ એટલે જ્ઞાન ચક્ષુ. વસ્તુની યથાર્થતાને પકડી શકવાની અશક્તિ એટલે વિમૂઢતા. જ્ઞાન ચક્ષુ આત્માને પ્રત્યેક અવસ્થામા સમજી શકે છે. વિમૂઢ પ્રત્યેક અવસ્થામાં એના દર્શનથી વંચિત જ રહે છે.

પ્રશ્ન ૧૪: આત્માને કોણ ક્યાં કેવી રીતે જોઈ શકે છે? કોણ જોઇ શકતું નથી. આત્માને જોવો એટલે શું?

યોગીઓ પ્રયત્ન દ્વારા આત્માને પોતાનામાં જ જોઈ શકે છે. યોગીઓ એટલે કર્મયોગ દ્વારા જેમનું હૃદય પવિત્રતમ થયું છે એવા લોકો. પવિત્રતા ચિત્તની એકાગ્રતામા પરિણમે છે. અને ચિત્તની એકાગ્રતામાં સૂક્ષ્મતમ પદાર્થોને સાક્ષાત્ જોવાની અદ્ભુત શક્તિ હોય છે. આથી એકાગ્ર ચિત્તવાળા પવિત્ર

પુરુષો આત્મદર્શન માટે અધિકારી છે. એવા પુરુષોએ આત્માને જોવાને માટેનાં જે સાધનો છે–શ્રવણ મનન–ધ્યાન વગેરે જે ઉપાયો છે તે ઉપાયોના અનુષ્ઠાનમાં પ્રયત્નશીલ રહેવું ઘટે છે અર્થાત્ અભ્યાસશીલ યોગી પુરુષો આત્માને ભાળી શકે છે. આ આત્મા બહાર નથી. પોતાનામાં જ છે. દૂધમાં ઘીની માફક, કાષ્ઠમા અગ્નિની માફક એ પોતાના અંતરમા જ રહેલો છે. આથી આત્માને જોવા ઇચ્છનારે દૃષ્ટિને અંતર્મુખ અને અંતર્નિરુદ્ધ કરવાની હોય છે. આ ઉપરાંત જેઓ યત્ન તો કરે છે પણ હૃદયના ચોકખા થયા નથી તેઓને આત્માનું દર્શન થતું નથી. આથી યત્ન યદ્યપિ ઉત્તમ છે પણ એ યત્નને પરિણામે. જેનામા આંતરશુદ્ધિ પ્રકટી નથી, પ્રકટીને સ્થિર થઇ નથી, સ્થિર થયા છતા સમર્થ થઈ નથી તેમને આત્મદર્શનનું સુખ લાધતુ નથી. આથી છેવટે તો અત્યંત પવિત્રતા જ આત્મદર્શન માટેની એક માત્ર ચાવી છે પવિત્રતા એ આત્મદર્શનનુ અંતરંગ સાધન છે. બહિરંગ સાધનો થોડી યોગ્યતા તો આપે પણ છેવટની પૂરી યોગ્યતા તો અંતરંગ સાધનની પૂર્ણતા જ સાધે છે. આ આત્માનુ દર્શન એટલે આત્માને લગતી યથાર્થ સમજ આત્મા કેવો છે–ક્યાં છે–કેવડો છે, વગેરેની સાચી જાન અનુભવે આવેલી સમજ. આ આત્માની સમજ કોઇની આપેલી આવતી નથી. કોઇને આધારે રહેતી નથી. પાછળથી એનો લોપ થઇ જતો નથી. એક વખત પૂર્ણ સમજ મળ્યા પછી એમાં ફેરફાર પડતો નથી શાસ્ત્રમા આવતુ આત્માનુ વર્ણન અગર તો સાધુ પુરુષની પાસે સાંભળેલુ આત્માનું વર્ણન તો જાત અનુભવનો તાળો મેળવી જોવા પૂરતું જ છે। આ સમજ જીવની યોગ્યતા થતાની સાથે જ પ્રભુકૃપાથી પ્રાપ્ત થાય છે। અને એ પ્રાપ્ત થતા એનો મહિમા સ્વસંવેદ્ય બની જાય છે। આત્મજ્ઞાની પુરુષ આત્માની બાબતમા મૂગો બની જાય છે. તે આત્માની બાબતમા શું બોલે? કેમકે જે કાંઈ બોલે તે તેનુ અધૂરુ વર્ણન જ હોય! તે મનથી તેનો ચિતાર આપવો અશક્ય સમજે છે. કેમકે મનના ગમે તેટલા સંકલ્પ વિકલ્પો આત્માને યથાર્થ વર્ણવી શકતા નથી. આથી આત્મજ્ઞાની–બ્રહ્માનન્દના ભોક્તાને માટે કહેવામા આવ્યુ છે કે–**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह–आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन**–આથી તે મુનિ બની જાય છે. તે નિસ્તરંગ મહોદધિ સમો પ્રશાંત–ગભીર–આનન્દ જડ–સુખઘન–નિર્ભય બની જાય છે. હાથ કંકણને આરસીની જરૂર પડતી નથી.

**પ્રશ્ન ૧૫ :** સૂર્ય ચન્દ્ર વગેરેનુ તેજ હું છુ એમ જાણ, પૃથ્વીમા પ્રવેશીને ભૂતોને હુ ધારું છું, ચંદ્ર થઇ વનસ્પતિ વગેરેને પોષુ છુ, વૈશ્વાનર થઇ હુ ખાધેલું પચવુ છુ–આમ જ્યારે ભગવાન કહે છે ત્યારે એમા રહસ્ય શુ છે?

જેમ બ્રહ્માથી લઇને સ્થાવર સુધીના શરીરમાં તે તે જીવરૂપે પરમાત્મા જ વર્તી રહ્યા છે તેમ સૂર્યાદિમાં પણ તેજ વગેરે રૂપે તેજ છે. અર્થાત્ જડ અને ચેતન ઉભય પરમાત્માની જ શક્તિ છે, વળી જગતનું ધારણ પોષણ પણ પ્રભુનો જ મહિમા છે. અન્નનાં પાચન દ્વારા સમસ્ત જીવજાતનું જીવન પણ તે જ છે. અર્થાત્ પરમાત્મા સર્વરૂપ છે, એનું બળ અચિંત્ય છે. એની ચર્ચા અતર્ક્ય છે. સર્વોપકારક છે. જીવનનો મહાનિધિ છે. ક્વચિત્ સ્થાવર રૂપે તો ક્વચિત્ જંગમ રૂપે, ક્વચિત્ ભોક્તા તો ક્વચિત્ ભોજ્ય, નિયન્તા અને નિયમ્યરૂપે, પ્રકાશ અને અંધાર રૂપે, સદ્ અને અસદ્ રૂપે, તેજ પ્રવર્તી રહેલા છે. પરમાત્માના પારસસ્પર્શ સિવાયનું કશું જ નથી. જે કાંઇ છે, જેવી રીતે છે, જ્યાં છે. જેવડું છે. તે તેજ છે.–આ એનું રહસ્ય છે.

**પ્રશ્ન ૧૬ :** ભગવાન સૌના હૃદયમાં છે–વગેરે જ્યારે વિધાન કરવામાં આવે છે ત્યારે એનું તાત્પર્ય શું ?

ભગવાન સૌના હૃદયમાં અંતરાત્મરૂપે વિરાજે છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે સૌમાં આપણો પણ સમાવેશ થતો હોવાથી આપણે પણ જો ભગવાનને જોવા ઇચ્છતા હોઇએ તો આપણા હૃદયમાં જ જોઇ શકીએ છીએ એમ ભગવાનનો આશય છે. ભગવાન પોતાનામાં છે. પોતાનાથી ભિન્ન નથી. આથી દરેકે પોતાનું ભગવત્સ્વરૂપ માણવા માટે યત્નશીલ રહેવું ઘટે. પોતાના ભગવત્સ્વરૂપના મહોદયમાં આડે આવતા કયા કયા અન્તરાયો છે એ જાણી તેમને દૂર કરી જીવતા જીવત પોતાના જ મહામહિમાનો સાક્ષાત્કાર કરવો ઘટે. વળી જેને પોતાના જ સ્વરૂપભૂત ભગવાનનો અનુભવ થાય તે પ્રાણીમાત્રમાં ભગવાનને અનુભવી શકે છે. બીજાને જ્યાં ખીચોખીચ માયા અને તેના વિકારો ભરાયેલા દેખાય છે ત્યાં આવાને ખીચોખીચ ભગવાન જ વર્તી રહેલા દેખાય છે.

ભગવાનને લઇને જ પ્રાણીમાત્રને સ્મૃતિ જ્ઞાન અને તે બન્નેનો અભાવ થાય છે. ભગવાન જ આત્મારૂપ હોવાથી સામાન્ય સ્મૃતિ અને જ્ઞાન પ્રાણીમાત્રને થાય છે. પણ એથી પણ બીજો સાધકને અનુકૂળ અર્થ તો એ છે કે પરમાત્માને લગતી સ્મૃતિ અને જ્ઞાન તેને લઇને જ થાય છે. પ્રભુ ઇચ્છે તો પ્રભુની જીવને યાદ આવે. તે ઇચ્છે તો તેને લગતું વાસ્તવિક જ્ઞાન મળે. જીવના કર્માનુસાર પ્રભુની ઇચ્છાથી જીવને તેની વિસ્મૃતિ અને તેને લગતી સમજનો અભાવ પેદા થાય છે. આથી પ્રભુની સ્મૃતિ રહે અને તેનું જ્ઞાન થાય, તે બેનો અભાવ પોતાને ન થાય તે માટે પ્રભુની પ્રસન્નતા કેળવવા યત્નશીલ રહેવું ઘટે.

પરમાત્મા સર્વરૂપ હોઇને વેદોથી તેજ વેદ્ય છે. અહીં જાણવા જેવો એક ઇશ્વર જ છે. વેદનો કર્મયોગને લગનો સિદ્ધાન્ત પણ તેણે જ પ્રાણીમાત્રના ઉપર અનુગ્રહને માટે પ્રવર્તાવ્યો છે. અને તેજ વેદવિદ્ છે એટલે જ્ઞાનમાત્રનો સ્વામી છે.

**પ્રશ્ન ૧૭ :** ભગવાન ક્ષર, અક્ષર અને ઉત્તમ એવા ત્રણ પુરુષો કહે છે તો તેનો શો અર્થ ? તેમાં શું રહસ્ય ?

વિનાશશીલ હોવાથી ભૂતમાત્ર ક્ષર છે. એટલે કે મહત્તત્વથી માંડીને પૃથ્વી પર્યન્તના તમામ તત્વો ક્ષર છે. એ તમામમાં પરિણામ પામતી છતાં સ્વરૂપે વિનાશ ન પામતી પ્રકૃતિ એ અક્ષર છે. આમ પ્રકૃતિ અને તેના વિકારોને અક્ષર અને ક્ષર નામથી અહીં ઓળખવામાં આવ્યાં છે. આ ક્ષર અને અક્ષર રૂપે વર્તતી પ્રકૃતિથી ભિન્ન, તેના ગુણ અને ધર્મે ન બંધાતો જે પરમાત્મ સ્વરૂપ આત્મા છે તે ઉત્તમ પુરુષ છે. ક્ષરઅક્ષરરૂપી પુરુષનું ધારણ આ ઉત્તમ પુરુષ આત્મા કરી રહ્યો છે. એના સિવાય ક્ષર અને અક્ષર વિખેરાઇ જાય-ડુગાઇ જાય-સબડી જાય। વિશ્વનાયક પ્રભુ છે તેથી આ જગત જીવી રહ્યું છે। શાસ્ત્રમાં જેને **પૂતિભાવપ્રસંગ**-સડી જવાનો પ્રસંગ-કહે છે તે જગતને નથી લાગૂ પડતો-જગત કોહવાટ પામી ગંધાઇ ઊઠતું નથી-તેનું કારણ આ ઉત્તમ પુરુષ છે. ચેતન ન હોય તો જડ સબડી જાય।

**પ્રશ્ન ૧૮ :** ભગવાન પુરુષોત્તમ કેમ કહ્યાં ? પુરુષોત્તમ તરીકે તેમને જે ઓળખે તેને શું મળે ?

ક્ષર અને અક્ષર રૂપી પુરુષોથી પરમાત્મા સ્વરૂપે અને ધર્મે ઉત્તમ હોવાથી તે પુરુષોત્તમ છે. પુરુષ તો મહદાદિ વિકારો અને પ્રકૃતિ પણ છે. કેમકે તે બધાંય બધે છે-પુરુષ શબ્દનો અર્થ શરીર માત્રમાં વ્યાપેલો એવો થાય છે. ક્ષર અને અક્ષરરૂપી વ્યક્ત અને અવ્યક્ત પ્રકૃતિ સર્વત્ર છે, તેમજ ચેતન સ્વરૂપી આત્મા પણ સર્વત્ર છે આથી પુરુષ છે. પણ જડ અને ચેતનમાં ચેતન સર્વ રીતે શ્રેષ્ઠ હોઇને પરમાત્મા પુરુષોત્તમ છે. પોતાના આત્માનો પુરુષોત્તમ તરીકે જે અનુભવ કરે તેને ભક્તિપદાર્થનો લાભ થાય છે. સર્વરૂપે સ્વરૂપ જ વિસ્તરેલું હોઇને તેવા પુરુષને સર્વભાવે સર્વની સેવા કરવાનું જ એક માત્ર જીવન ધ્યેય સમજાય છે. આ સમજમાંથી પેદા થયેલી સેવા પુરુષોત્તમ થવાનું એક માત્ર સાધન છે. જેને ભક્તિયોગ સાધે તેને પુરુષોત્તમયોગ સ્વયમેવ થાય.

**પ્રશ્ન ૧૯ :** આ શાસ્ત્ર છે એને જાણનારો બુદ્ધિમાન થાય છે. કૃતકૃત્ય થાય છે-આનો શો અર્થ ?

આ પદરમા અધ્યાયની એમ શાસ્ત્ર જેટલી જ મપૂર્ણ પ્રતિષ્ઠા છે કેમકે સમગ્ર શાસ્ત્રમા જે વસ્તુ વિસ્તાર પૂર્વક કહી છે તેજ અહીં સક્ષેપમા પણ યથાર્થ રીતે સમજાવી છે આ અધ્યાયનો જાણકાર સાચા અર્થમા બુદ્ધિમાન છે ઘણુ જાણે પણ નકામુ જાણે, ખોટુ જાણે તે જ્ઞાન જ્ઞાન નથી તે બુદ્ધિ બુદ્ધિ નથી, જે સાચુ જાણે તેજ બુદ્ધિ છે અહીં સાચુ જ્ઞાન છે આથી એનો જાણકાર બુદ્ધિમાન છે એ ન જાણે તે બુદ્ધિવાળો છતાં બુદ્ધિહીન છે આ જ્ઞાન મેળવનાર કૃતકૃત્ય થાય છે કેમકે તે જાણવા જેવુ જાણી ચૂક્યો છે—કરવા જેવુ કરી ચૂક્યો છે, પામવા જેવુ પામી ચૂક્યો છે હવે તેને કશુ જાણવાનુ કે કરવાનુ કે પામવાનુ બાકી રહ્યુ નથી। જે જાણવા જેવુ જાણી ચૂકે, કરવા જેવુ કરી ચૂકે, પામવા જેવુ પામી ચૂકે તે ધન્ય છે કૃતકૃત્ય છે તે વદ્ય છે તે પૂજ્ય છે

॥ इति पुरुषोत्तमयोगः ॥

॥ हरि ॐ तत् सत् ॥



## ॥ अथ दैवासुरसंपद्विभागयोगः ॥

**પ્રશ્ન ૧.** દૈવી સપત્ અને આસુરી સપત્—એ બન્નેની અદર કોનો કોનો સમાવેશ થાય છે?

જે ગુણોના વિકાસ પરિણામે નરને નારાયણ બનાવે તે ગુણો એટલે દૈવી સપત્ સપત્ એટલે સપત્તિ માણુસની સાચી સપત્તિ ગુણવિકાસ છે ધાતુના ટુકડા કે ઝવેરાતના નગો માણુસની સપત્તિ નથી ભૌતિક ધનને ધન માનનાર ભીંત ભૂલેલો છે સાચી દોલત તો માણુસને જીવતા જીવત ધન્ય બનાવે, કૃતકૃત્ય કરે અને તેવી દોલત માનવને માટે તો સદ્ગુણોનો બેહદ વિકાસ જ છે આથી વિરુદ્ધ જે દુર્ગુણો છે, અવગુણો છે જેનાથી નર, નર મટીને પશુ બની જાય, રામ મટીને રાવણુ બને તેના અવગુણો કે દુર્ગુણોનો સચય આસુરી સપત્તિ છે તે માણુસને માટે નથી આથી શુભવૃત્તિઓનો સ્થિરભાવ એટલે દૈવી સપત્તિ અશુભ વૃત્તિઓનો સ્થિરભાવ એટલે આસુરી સપત્તિ દૈવી સપત્તિમા નિર્ભયતા, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં શુદ્ધિ સમજપૂર્વક કામ કરવાની શક્તિ, ત્યાગ, સયમ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય યથાશક્તિ, ક્રોધનો જય, અનાસક્તિ, રાગદ્વેષ રહિતતા, ચાડીખોરીનો અભાવ, દયા, લોલુપતાનો અભાવ, નમ્રતા, અકાર્ય

કરવામાં લજ્જા, નિષ્પ્રયોજન ચેષ્ટાનો અભાવ, તેજસ્વિતા, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, પ્રાણી દ્રોહથી નિવૃત્તિ, અને અનિમાનીપણાનો અભાવ વગેરેનો સમાવેશ થાય છે. આ છવીસ ગુણોની સ્થિરતા એટલે પૂરો માનવ. અને પૂરો માનવ દેવનું સ્વરૂપ છે. આ ગુણો વ્યક્તિને દેવ બનાવે. સમષ્ટિ જો આચરણ કરે તો સમષ્ટિ પણ દેવ થાય. આ ગુણોના પાયા ઉપર કોઇપણ સમાજનું ચણતર થાય તો તે સમાજ રામરાજ્ય ભોગવે.

દંભ, દર્પ, અતિમાનીપણું, ક્રોધ, કઠોરતા અને સૌ દુર્ગુણોની એક માત્ર જડ–અજ્ઞાન, આટલાનો આસુરી સંપત્તિમાં સમાવેશ થાય છે. આસુરી સંપત્તિની આરાધના કરનાર અસુર બને–પછી તે વ્યક્તિ હો અગર તો સમષ્ટિ.

**પ્રશ્ન ૨ : દૈવી અને આસુરી સંપત્નો જીવનમાં ફલભેદ શું ?**

દૈવી સંપત્તિ પરિણામે મુક્તિ આપે છે, આસુરી બંધન આપે છે. દૈવી આત્માનો વિકાસ સાધે છે. આસુરી આત્માને રૂંધે છે. આથી દૈવી અને આસુરી સંપત્તિમાં ઉત્તર દક્ષિણ જેટલો ફલદશાએ ભેદ છે. અને માનવ થયા બાદ તો આસુરી સંપત્તિને માટે આરાધના કરવી એ મહા અવિવેક છે, માનવ જો માનવ જ છે તો તેણે માનવ જન્મની અમૂલ્યતા સમજી જીવતાં જીવત દેવ થવાનો યત્ન કરવો જ રહ્યો

**પ્રશ્ન ૩ : દૈવી સર્ગ અને આસુરી સર્ગ એટલે શું ?**

દેવ, મનુષ્ય અને અસુર એ ત્રણે મનુષ્યની જ કોટિ છે. મનુષ્યના જ વિવિધ ભેદ છે. માનવ જ પોતાની કરણીથી ક્યાં તો દેવ થાય છે, ક્યાં તો માનવ થાય છે, ક્યાં તો અસુર થાય છે. દેવ સ્વર્ગવાસી જ હોય, અસુર પાતાલ નિવાસીજ હોય, માનવ પૃથ્વીવાસી જ હોય વગેરે કલ્પના મહત્વની નથી. ગુણ કે અવગુણ દેવ, માનવ કે અસુર બનાવે છે. સાત્વિક પ્રકૃતિના માનવો દેવ. તામસ પ્રધાન અસુર અને રજઃ પ્રધાન માનવો હોય છે. આથી માનવ દેવ છે કે દૈત્ય છે એને માપવાનો એક જ ગજ છે અને તે ગુણનો, વર્તનનો

**પ્રશ્ન ૪ : આસુરી જનોની જીવનદૃષ્ટિ કેવી હોય છે ?**

જેમને શું કરવું અને શું ન કરવું એનો વિવેક નથી, પવિત્રતાને જેણે તિલાંજલિ દીધી હોય, શિષ્ટાચારને નામે જેનામા મીંડું હોય, સત્યને જે અભરાઇએ ચઢાવતો હોય, આ દુનિયામાં પોતાનો કે દુનિયાનો કોઇ સ્વામિ, નિયન્તા કે કર્મફલદાતા નથી એવી જેને અવળચંડી ઊંધી સમજ દૃઢ થઇ ગઇ હોય, કામદેવ જ જગતમાં આરાધ્ય દેવ છે એમ જે માનતો હોય તે અસુર છે. આ જીવનદર્શનને અનુસરીને જે વર્તે છે તે અસુર છે.

એવાનો આત્મા ખોવાઇ ગયેલો હોય છે. બુદ્ધિ ટૂંકી હોય છે. આ દૃષ્ટિને અવલંબીને વર્તતા હોઇને તેઓ સ્વભાવથી જ હિંસ્ર હોય છે. પરિણામે દુનિયાના હિતશત્રુ થઇને વર્તે છે. તેઓ માનવો દંભ-માન-મદથી ચકચૂર હોય છે. અપવિત્ર આચારવાળા હોય છે તેમની અનર્ગળ સમજનો પાર નથી હોતો. કામના તર્પણ માટે જ તેઓ જીવે છે. ભોગ વિલાસ જ, દુનિયામાં પોતાનું સર્વસ્વ છે એમ સમજીને તેઓ તેની પ્રાપ્તિ અને ભોગમાં પ્રયત્ન ચિન્તામાં સડયા કરે છે. માછલી જેમ જળમાં તેમ તેઓ અજ્ઞાની જાળમાં ફસાયેલા હોય છે. કામ ક્રોધથી ભરપૂર રહે છે ભોગને માટે ગમે તેવા અપવિત્ર સાધનોનો ઉપયોગ કરતાં પણ અચકાતા નથી. અન્યાયથી પણ અર્થ સંચય કરી કામ તર્પણમાં રચ્યાપચ્યા રહે છે. આવુ જીવન રહેંસે અદેખાઇ કરવા જેવુ નથી

- પ્રશ્ન ૫ : આસુરી જનોનું મનોરાજ્ય કેવું હોય છે ?

આસુરી જનો શેખચલ્લી જેવા હોય છે. શેખચલ્લી પરંપરામાં જીવે છે. હવાઇ કિલ્લાઓમાં રાચે છે. જેમના સંકલ્પની સિદ્ધિ નથી, જેના સંકલ્પો મૂળે જ દોષનિષ્ઠ છે, છતાં જેના સકલ્પના પ્રવાહનો વિરામ જ નથી એવા પુરુષો આસુરી છે. આજે અમુક મનોરથ સપાદિત કરી લીધો-હવે આવતી કાલે પેલો બીજો સપાદિત કરીશ, આટલુ ધન થયુ હવે આટલુ બીજું રળીશ, પેલા દુશ્મનને તો ભોયભેગો કર્યો, હવે પેલાને મારવો રહ્યો છે, મારી સત્તાને ઉથાપી શકે એવો કોઇ નથી, મારી પાસે ભોગના સમસ્ત સાધનો સેવામાં હાજર છે, દુન્યવી સિદ્ધિઓનો તોટો નથી, ઓજસ્વી છુ, સુખી છુ, ધનધાન્ય સમૃદ્ધ છુ, કુલીન છુ, મારી હરીફાઇ કરી શકે એવો છે કોણ ?-આ અને આવી જાતના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરથી ભરેલા ખ્યાલો તેના હૃદયમા ઉદારપણે વર્તી રહેલા હોય છે. અને કામ ક્રોધ વગેરે દુષ્પૂર છે આ ખ્યાલોના વમળમા ઘૂમરી ખાતો જીવ સાચુ કશુ સંપાદન કરતો નથી અને ખોટુ અને છેવટે છેહ દે એવુ બધુ એકઠું કરે છે. માનવનુ હૃદય તો મદિર સ્થાન છે, તીર્થભૂમિ છે પ્રભુના વિહારની જગ્યા છે. આવા ખ્યાલો હૃદયભૂમિને ઉકરડો બનાવી મૂકે છે કચરો સંઘરવાની મ્યુનિસિપાલિટીની કચરાપેટી જેવું હૃદયને કરી મૂકે છે। અને જાતને ઉકરડા જેવી બનાવી મૂકવામા તો શુ ગૌરવ ?

પ્રશ્ન ૬ : આસુરી જીવોની અંતે કઇ ગતિ હોય છે ?

મદિરમાં જેમ કચરો રાખવાની મનાઇ હોય છે,-હોવી જોઇએ-તેમ આ જગતરૂપી મહામદિરમાં આવા ઉકરડામા ફેંકવા જેવા ગધાતા દુષ્ટ ખ્યાલોવાળા જીવોને રાખવાની પ્રભુએ મનાઈ ફરમાવેલ છે. એવા

જીવો માટે અપવિત્ર નરક અનામત છે, એટલે કે દુઃખથી ભરપૂર મેલી અને પુરુષાર્થ માટે બીલકુલ અયોગ્ય એવી ક્ષુદ્ર યોનિઓમાં તેવા જીવ સંચરે છે। પવિત્રને માટે પ્રકાશ-બહુલ સ્વર્ગ અને મેલાને માટે અંધકારમય નરક અનામત છે અને સ્વર્ગ અને નરક બન્ને અહીં જ—આ જ દુનિયામાં અનુભવી શકાય છે। અશુભ સ્વભાવ મેલો હોય છે. આથી મેલું તો નરકમાં જ નંખાય !

**પ્રશ્ન ૭ :** આસુરી લોકો પણ યજ્ઞ વગેરે કરે છે અને તે છતાં તેમનો અધઃપાત થવાનું કારણ શું ?

દૈવી અને આસુરી બન્ને પ્રકારના જીવો યજ્ઞાદિ કરે છે. પણ એકની તેના દ્વારા ઉન્નતિ થાય છે, બીજાનુ અધઃપતન થાય છે। આથી તો એ ફલે છે કે યજ્ઞ વગેરે કર્મોમાં જ એટલી મહત્તા નથી. તે કર્મો કયા ભાવથી પ્રેરિત થઈને થાય છે તે ભાવનું મહત્વ છે. પવિત્ર ભાવથી–પવિત્ર આશયથી થયેલા યજ્ઞાદિ કર્મો ઉન્નતિના હેતુ છે. પણ મલિન ભાવથી, મલિન આશયથી થયેલાં તેજ કર્મો અવનતિ આણે છે. આથી ભાવના પાવિત્ર્યની મહત્તા છે. આસુરી લોકો પોતે જ પોતાને મહાન માને છે, તેમની અક્કડતાનો પાર હોતો નથી. તેમને તેમના ધન અને માનનો ભારે મદ હોય છે, તેઓ નામને ખાતર યજ્ઞ કરે છે, તેમા પણ દંભ પ્રેરક હેતુ હોય છે. અને યથાર્થતાની કશી વિધિ હોતી નથી. આથી તેઓ યજ્ઞ તો કરે છે પણ તેમનો યજ્ઞ પોતાનુ ખરું ફળ આપી શકતો નથી.

**પ્રશ્ન ૮ :** આસુરી જીવોનુ જીવનમા આધાર બળ કયું હોય છે? અને તેમને આધારે તેઓના વર્તનમાં કયો ભેદ પડે છે?

આસુરી જીવોનુ આસુરી ભાન એજ જીવનમા પ્રવર્તક અને નિયામક બળ હોય છે. અહંકાર, હઠ, સામાના વ્યક્તિત્વને હલકું પાડવા માટેનો દર્પ, કામ અને ક્રોધ, આટલા તેમનાં બળ હોય છે. એમના વર્તનમા આ બળોનો જ રણકો વાગતો હોય છે. આ બળ એ સત્યનું બળ નથી જૂઠનું બળ હોય છે, આથી જ ઊંડે તે બલિષ્ઠતા નથી પણ ભારે નિર્બળતા છે. પણ જ્યા સુધી સત્યનું બળ તેની સામે પ્રવર્તતુ નથી ત્યા સુધી એ ખૂબ જોર કરે છે. આના પરિણામે તેઓ પ્રભુના દ્વેષી બને છે. પોતાનામા અને સામાનામા રહેલા પરમાત્માનો તેઓ સ્વીકાર કરી શકતા નથી તેની અસ્તિને કબૂલ કરી શકતા નથી ઇન્કાર કરે છે. આત્મામા દોષારોપણ કરે છે. આમ પ્રભુની સાથે વેરી થઇને તેઓ વર્તે છે. પોતાનામાં અને બીજાનામાં રહેલા પ્રભુનો ઇન્કાર કરનાર જીવ કેટલો ભીંત ભૂલેલો છે તે વર્ણવી શકાય એમ જ નથી.

તેના જીવનની કરુણતાનો પાર નથી. કેમકે છેવટે તેને તેનું જૂઠ પીડવાનું. માણસ થઈને જે દુઃખોમાં જ સબડે, છતી બુદ્ધિએ જે કુબુદ્ધિ થાય તે દયાપાત્ર છે.

**પ્રશ્ન ૯ :** આસુરી જીવો સાથે ભગવાન કેવી રીતે વર્તે છે? જો આસુરી જનોને નરકમાં જ મોકલતા હોય તો એ ભગવાનનું ભગવાનપણું ક્યાં રહે?

આસુરી જીવોને ભગવાન આસુરી યોનિમાં જ ધકેલે છે. ભગવાનની આ વ્યવસ્થામાં વેરવૃત્તિ લાગે ખરી પણ તેમ નથી. તેવા જીવોને જો ભગવાન આસુરી યોનિમાં ન મોકલે તો ભગવાનનું ભગવાનપણું ખંડિત થાય। દ્વેષના માર્યા ભગવાન તેમ કરતા નથી. પણ ન્યાયને લઈને તેમ કરે છે. કર્મનું ફળ તો દેવું જ રહ્યું. વળી આસુરી યોનિમાં પણ ભગવાન તેને કરુણાને લઈને જ મોકલે છે. કેમકે આ જગત તો ધોબીઘાટ છે। દરેક યોનિમાં જન્મ એ શુદ્ધિને માટે છે. ભૂલેલો જીવ કોઈ દિવસ પણ પોતાની ભૂલ પ્રત્યે જાગૃત થશે એવી અપાર શ્રદ્ધા—અખૂટ ધીરજ, અગાધ પ્રેમને લઈને તેને જન્મે જન્મે તક આપે છે. અને એમ કરતાં કરતાં કોઈક દિવસે પણ તેનો ઉદ્ધાર ચોક્કસ હોય છેજ. અસુરોથી ભગવાન ડરતા હોય તો તે ભગવાન નિર્બળ હોય। અને સર્વશક્તિ પરમાત્મા નિર્બળ હોય, વેરી વૃત્તિ સેવતા હોય એ ખ્યાલ અસ્વચ્છ છે।

**પ્રશ્ન ૧૦ :** મને પામ્યા વગર જ તેઓ નીચતર અને નીચતમ યોનિમાં જાય છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેમને નિર્દય માનવા કે સદય?

જીવ જેમ જેમ ભગવાનથી દૂર થતો જાય તેમ તેમ વધારે દુઃખી થતો જાય છે। અને જેમ જેમ તે વધારે દુઃખી થાય છે તેમ તેમ દુઃખનો સામનો કરવા વધારે પ્રયત્ન કરે છે. જ્યારે તેના તે દુઃખને દૂર કરવાના બધા પ્રયત્નો વ્યર્થ થાય છે, એને ક્યાંયે બીજો વિવર રહેતો નથી ત્યારે, ન છૂટકે એ ભગવાનનું શરણુ શોધે છે. નીચ અને નીચતર યોનીમાં ધકેલાતો જીવ પણ કાળક્રમે ભગવાનને શરણે જ જાય છે. આથી કેવળ તટસ્થભાવે સ્વકર્મનું ફળ આપનાર ભગવાન તો સદય જ છે। વળી કર્મનો ભોગ ભોગવાયા પછી તે પાછો ભોગવવાનો રહેતો નથી। આથી સારાં કે નરસાં કર્મ ભોગવી લીધે જ છૂટકો. અને તેવી વ્યવસ્થા જાળવનાર પ્રભુ નિર્દય નહીં પણ અત્યંત દયાળુ જ હોય। આથી ભગવાન નિર્દય છે એવી કલ્પના અધૂરું જીવનદર્શન બતાવે છે. સત્યની કઠોરતામાં જ એની મહા કોમળતા છે।

**પ્રશ્ન ૧૧ :** આત્માના નાશનું ત્રિવિધ દ્વાર કયું? તેનું સ્વરૂપ શું છે? અને અહીં આત્માનો નાશ એટલે શું?

આત્માનો નાશ કરનારું ત્રિવિધ દ્વાર તે કામ, ક્રોધ તથા લોભ છે. આ ત્રણ દ્વાર છે. એના દ્વારા આપણે નરકમાં પ્રવેશીએ છીએ. અને નરકમાં પ્રવેશેલા પાછળથી નાશ પામીએ છીએ. કામ એટલે વિષય રાગ. દુનિયાના પદાર્થો આરેની અતિપ્રીતિ. ક્રોધ એટલે કામ ભંગથી જન્મતી, જાતને અને સામાને બાળનારી ચિત્તની જવલનાત્મક વૃત્તિ. આ ક્રોધ જ ઈશ્વર સ્મૃતિનો નાશ કરી માણસને પશુ બનાવી દે છે. આ ક્રોધ અત્યંત નમળાઇનું સ્વરૂપ છે. લોભ એટલે અધિકાધિક, જોઇતું હોય તેના કરતાં પણ વધારે મેળવવાની અદમ્ય લાલસા. આ લોભ સર્વ પાપનું મૂળ છે. વિશ્વવ્યવસ્થાને રુંધનારું આસુરી બળ છે. આત્માના સ્વરૂપના ભારે અજ્ઞાનથી આ કામ, ક્રોધ અને લોભ પ્રવર્તે છે. આત્માને એ ત્રણે મળીને પાંગળો કરી મૂકે છે. આત્મનાશમાં આ ત્રણ કારણભૂત છે. અહીં નાશ એટલે સ્વરૂપ નાશ એ અર્થ નથી. જીવ પુરુષાર્થને અયોગ્ય થઇ જાય, પુરુષાર્થમાંથી ભ્રષ્ટ થઇ જાય એજ તેનો નાશ છે. અને દેહ મળ્યા પછી તેનો સદુપયોગ જ રહી જાય અને દુરુપયોગ જ થઈ જાય, એ કેવી ભયંકર ખોટ છે તેનો વિચારકને જ ખ્યાલ આવે. બાકી સ્વરૂપે–નિત્ય જીવનો સ્વરૂપે નાશ નથી.

**પ્રશ્ન ૧૨ :** તમો દ્વારમાંથી છૂટેલો પોતાનું શ્રેય આચરે છે એટલે શું ? તેનું શું ફળ ?

કામ, ક્રોધ અને લોભ એ ત્રણને તમોદ્વાર કહ્યાં છે. કેમકે એ ત્રણના રાજ્યમાં ફરનારે જીવનના ગાઢાં અંધારામાં જ અટવાય છે. એ ત્રણું જ શ્રેયમાં મહાન અંતરાય રૂપ હોય છે. માણસને સાચાં સુખથી વંચિત રાખનાર આ ત્રણ જ છે. સાચાં સુખના ઉપાયના આચરણમાં એ ત્રણ આડે આવે છે. આ ત્રણની ચૂડમાંથી છૂટેલો માણસ વિવેકવીર હોવાથી શ્રેયનું આચરણ કરે છે. શ્રેય એટલે ઐહિક અને પારલૌકિક કલ્યાણ–સુખ. તેનું આચરણ એટલે કે તેનાં સાધનોનું આચરણ. અર્થાત્ શાસ્ત્રવિહિત, લોકને સંમત, સ્વકર્મને નિષ્કામ ભાવે ભક્તિશ્રદ્ધાપૂર્વક કરે છે. કર્તવ્ય પરાયણ જીવ વિરલ હોય છે. કેવળ કર્તવ્યનિષ્ઠ જીવનાં દર્શન પણ ધન્ય છે. આવા સ્વકર્તવ્યતત્પર જીવને પરમગતિ સાંપડે છે. અર્થાત્ શ્રેયનું આચરણ કરનાર પરમગતિને પામે છે. આ પરમગતિ એટલે ઉત્તમ પ્રકારની મુક્તિ. આ મુક્તિ એજ મહાફળ છે.

**પ્રશ્ન ૧૩ :** શાસ્ત્રવિધિને માટે અતિ આગ્રહ રાખના ભગવાન્ જુલ્મી નથી ? એક યુગનું દર્શન ભાવિ યુગ ઉપર લાદવામાં દેશ, કાળ, નિમિત્ત વગેરે તરફ આંધળાઇ નથી ? એમાં ભૂતકાળ માટે અતિ પક્ષપાત અને ભાવિ માટે અશ્રદ્ધા નથી ?

ભગવાનનો શાસ્ત્રવિધિ માટેનો આગ્રહ તો કેવળ યોગ્ય છે એમાં જુલમ જેવું કશુંજ નથી જુલમ લાગે છે એનું કારણ એજ કે લોકો શાસ્ત્ર શબ્દથી ભડકે છે શાસ્ત્ર શબ્દને માટે જે સૂગ પેદા થઈ છે તેને માટે થોડી વજૂદ હશે પણ અહીં ભગવાનને જે અર્થ અભિપ્રેત છે તેની સામે, સૂગ રાખવામાં સત્યનો દ્રોહ છે શાસ્ત્ર એટલે ન્યાયી, હિતાવહ જીવનચર્યાની વિચારણા અને સાચું જોઈએ તો ઝાડુ વાળવું પણ શાસ્ત્ર હોઈ શકે છે પ્રત્યેક કર્મને કરવાની રીત હોય છે એ રીત પ્રમાણે તેને યથાર્થ કરવું તું આ રીતની વિચારણા અને તેને અંતે નીપજેલી જે તે કર્મ કરવાની વિધિ તેનો સમાવેશ શાસ્ત્રમાં થાય છે! આથી શાસ્ત્રનો બહિષ્કાર કોઈ યુગનું દર્શન બીજા યુગના ઉપર લાદવાની પણ અહીં તો મનોદશા નથી કેટલાક જીવનના મહા નિયમો સર્વ દેશ-સર્વકાળમાં સર્વ સાધારણ જ હોય છે તેના બાહ્યાચારમાં દેશ, કાળ નિમિત્ત મુજબ ફેર પડે પણ તેના મૂળ સ્વરૂપમાં ફેર નથી અત્યાર પછી બે લાખ વર્ષ રહીને પણ જે કંઈને જે કંઈ કરવું હશે તે કાળ અને તે દેશને યોગ્ય શાસ્ત્રવિધિ પ્રમાણે જ કરવું પડશે ખોરાકને લગતું આજનું શાસ્ત્ર બે લાખ વર્ષ રહીને પણ શાસ્ત્રની મર્યાદા વટાવીને નહીં જઈ શકે ખાવાનું જો નહીં જ છે તો તેની વિધિ પણ રહી જ પડશે આથી શાસ્ત્ર પ્રત્યે સૂગ એ તો વિજ્ઞાન કે વૈજ્ઞાનિક જીવન પ્રત્યે સૂગ ગણાય યુગ યુગના સંચિત શાણપણનો ઉચિત ઉપયોગ ન કરવાનું ગાંડપણ લેખાય વળી સત્યને માટે કોઈ ભૂતકાળ નથી ભાવિકાળ નથી જે શાસ્ત્ર છે તે કાળથી અબાધિત રહેશે કેમકે તેમાં જીવનના મહા સત્યોનું જ સ્પષ્ટીકરણ હશે આથી શાસ્ત્ર એટલે શાસ્ત્રીય જીવન પદ્ધતિ માટે દરેક કાળ એક સરખા મહત્ત્વના જ છે ભૂતકાળ માટે તેને પ્રીતિ નથી ભાવિ માટે અશ્રદ્ધા નથી તેને તો સત્યને જાળવવાની જ એક માત્ર કાળજી છે આ રીતે ભગવાનનો શાસ્ત્રવિધિનો પ્રેમ અહીં સમજવાનો છે

**પ્રશ્ન ૧૪** શાસ્ત્રવિધિને અભરાઈએ ચઢાવનારને સિદ્ધિ, સુખ કે પરાગતિ મળતી નથી-તો તે શું?

શાસ્ત્રવિધિને જે અભરાઈએ ચડાવે છે તેને સિદ્ધિ વગેરે કશું જ મળતું નથી આ સિદ્ધાંત તો ખૂબ સહેલાઈથી સમજી શકાય એમ છે દાંત સાફ રાખવા જરૂરી છે એટલે કે કર્તવ્ય છે કર્તવ્ય છે માટે એની વિધિ હોય છે વિધિ હોય છે એટલે કે એને લગતું શાસ્ત્રીય જ્ઞાન હોવું ઘટે છે જે દાંત સાફ રાખવાનું શાસ્ત્રીય જ્ઞાન મેળવતો નથી, અને એ મેળવ્યા પછી તેને આચારમાં મૂકતો નથી તેના દાંત કોહી જાય એ સભર છે, એ સડવાટમાંથી અનેક રોગો ઉપજે અને છેવટે તે માણસનો દેહ પણ

જોખમાય.' શાસ્ત્રવિધિના તરફની બેદરકારી આમ અનેક જોખમો નોતરે છે, અને આખું જીવન દુ:ખમય કરી મૂકે છે. આ તો માત્ર દિશાસૂચન છે. એજ રીતે જીવનની પ્રત્યેક બાબતમાં વૈજ્ઞાનિક મનોદશા હોવી જોઈએ. શાસ્ત્રીય રીતે વર્તનાર સુખ પામે. સિદ્ધિ પામે. અને છેવટે પરાગતિને પામે. આચારમાં ઉતરેલું સાચું જ્ઞાન એટલે કે શાસ્ત્રીય વિધિ-સિદ્ધિ-સુખ અને પરમગતિનું મૂળ છે!

**પ્રશ્ન ૧૫:** કાર્ય અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રનું ફરમાન જાણીને જ વર્તવાનું વિધાન કરનાર ભગવાન માનવબુદ્ધિની કિંમત ઓછી જ આંકે છે ને?

ભગવાન માનવ બુદ્ધિની અહીં સ્હેજે ઓછી કિંમત આંકતા નથી. પણ તેના હિતૈષી હોવાથી તેનું કેવળ હિત જ બતાવે છે. શું કરવું અને શું ન કરવું એ કાંઈ અદ્યતન પ્રશ્ન નથી. આપણે દુનિયામાં જન્મ્યા પછી જ એ સવાલ પેદા થયો નથી. એ પ્રશ્ન તો સૂરજ અને ચાંદ જેટલો જ જૂનો છે. અને એટલા જૂના હોવા છતાં પ્રત્યેક દેહધારીને એનો પોતાના જીવનમાં સામનો કરવો પડતો હોવાથી કેવળ અદ્યતન છે. વળી આ પ્રશ્નનો ઉકેલ ધારીએ એટલો સહેલો નથી. ઝટ ઝટ થઈ જાય એવો પણ નથી. આખું જીવન વહી જાય તો પણ સંભવ છે કે એનો નિકાલ નહીં આવે. કાળ કોઈને માટે થોભતો નથી, જીવન ક્ષણે ક્ષણે વહી જાય છે. શું કરવું અને શું ન કરવું એ પ્રશ્નનું સમાધાન એ દરમ્યાનમાં થઇ જ જવું જોઇએ. કેમકે એના ઉપર તો જીવનના સૌ સુખનો આધાર છે. અને છતાં એનો સમાધાનકારક જવાબ નથી મળતો. તો એવી પરિસ્થિતિમાં યુગયુગના સંચિત સાચા અનુભવો આપણને સલાહ આપી સાચી રીતે દોરી, આપણા હિતૈષીની ગરજ સારતા હોય તો તેમાં આપણને વાંધો શો હોઈ શકે? શાસ્ત્રો તો અક્ષરમાં સચવાઇ રહેલા, જીવમાત્રના સાચા હિતૈષી, મૃત્યુંજય સંતો છે. જીવનમાં એમની સલાહ લેવામાં, પોતાની મતિનું અપમાન માનવામાં જે પોતાના શાણપણનું અજીર્ણ છે, એક જાતની અતિમાનિતા છે, વિજ્ઞાનનો વિદ્રોહ છે, એજ લઘુતા છે. આથી શાસ્ત્રાનુકૂલ વર્તન કરવાનું વિધાન કરનાર ભગવાન જ માનવ બુદ્ધિને મહાન અંજલિ આપે છે-તેની 'યથાર્થ' કિંમત આંકે છે, જીવનનો પૂર્ણાનુભવ કરી ગયેલા સંતોની તીર્થતાનું પ્રતિપાદન કરે છે. યદ્યપિ છેવટે તો આપબળે જ તરવાનું છે છતાં આપબળને સમૃદ્ધ બનાવનાર શાસ્ત્રબળ જો આપણને સહાય કરે તો તેને સ્વીકારવામાં જ સાચી આંકણી છે.

॥ इति दैवासुरसंपद् विभागयोगः ॥

॥ हरिः ॐ तत् सत् ॥



## ॥ अथ श्रद्धात्रयविभागयोगः ॥

**પ્રશ્ન ૧ :** શાસ્ત્રવિધિને ઊંચે મૂકી શ્રદ્ધાથી કર્મ કરનારા માનવોની ત્રિવિધ નિષ્ઠા પૂછી છે તો તે નિષ્ઠા એટલે શું?

માણુસ જેવી શ્રદ્ધાથી કર્મ કરે છે તેવી તે કર્મ વારંવાર કરવાના અભ્યાસથી તેને ટેવ પડી જાય છે. કર્મની અનન્તાવૃત્તિ ટેવ બની જાય છે. અને ટેવ જ માનવ જીવનના આચારની નિયામક હોય છે. આથી સાત્વિક શ્રદ્ધાપૂર્વક કર્મ કરનાર મનુષ્ય વારંવાર સાત્વિકતાનો અભ્યામ કરતો હોવાથી પરિણામે જાતે જ સાત્વિક બની જાય છે. આ જે પરિણામે આવતી અફર અવસ્થા તેને નિષ્ઠા કહે છે. નિષ્ઠાનો શબ્દાર્થ થાય છે "અત્યંત રહેવુ". અમુક અવસ્થામા છેવટને માટે રહેવાની સ્વાભાવિકતા થઇ જવી તે આજ નિયમાનુસાર માણુસ સાત્વિક, રાજસ, કે તામસ નિષ્ઠાવાળો બને છે.

**પ્રશ્ન ૨ :** અર્જુને જ્યારે નિષ્ઠા પૂછી ત્યારે ભગવાને તેને શ્રદ્ધા ઉપર જ વ્યાખ્યાન આપ્યુ! તો શ્રદ્ધા અને નિષ્ઠા વચ્ચે કાઇ સબંધ છે ખરો? હોય તો કયો?

ગુરુએ તો પ્રશ્નના મૂળમા જવુ રહ્યુ. વળી સ્નિગ્ધ શિષ્યને વિના પૂછ્યે પણુ ગુહ્ય વાત કહેવી જ રહી ગુરુનુ જીવન પ્રતિબિંબિત કરનારુ ફલક તો શિષ્ય છે. આથી ભગવાન પ્રશ્ન કરતાં જરા જૂદો જવાબ વાળતા જણાય છે, પણુ તેથી વિષયાન્તર થતો નથી, પરતુ વિષયના મૂળમા જ ભગવાન પહોચે છે. શ્રદ્ધા અને નિષ્ઠા વચ્ચે મા દીકરી જેવો સબધ છે. શ્રદ્ધા માતા છે, નિષ્ઠા દીકરી છે. જેવી જેની શ્રદ્ધા તેવો તે બને છે. અર્થાત્ નિષ્ઠા કાર્ય હોઇને શ્રદ્ધા તેનુ કારણુ છે. શ્રદ્ધા એટલે 'છે' એવો નિશ્ચય. જેને જીવન જેવુ લાગે છે તેવુ તે તેને સ્વીકારે છે. આથી શ્રદ્ધા—"'છે'-બુદ્ધિ" થી કોઇ પર હોઇ શકતું નથી. એટલે કે શ્રદ્ધા સૌમાં હોય છે જ. ફક્ત તેના

પ્રકાર તે તે જીવના સંસ્કારને લઇને જૂદા જૂદા થાય છે, આથી જેની જેવી શ્રદ્ધા તેવી તેની નિષ્ઠા છેવટે હોય છે જ. આથી શ્રદ્ધા એતો જીવનનો એકડો છે. તેમાથી જ કોઇપણ સખ્યા બની શકે છે.

**પ્રશ્ન ૩ : જેની જેવી શ્રદ્ધા તેવો તે થાય–આનો શો અર્થ ?**

આ નાના સરખાં દેખાતાં વાકયમાં અપાર અર્થ ભરેલો છે. જાતને વિષે, જગતને વિષે, કે ભગવાનને વિષે જેની જેવી "છે–બુદ્ધિ" તેવુ જ તેનું જીવન થાય છે. અર્થાત્ પ્રત્યેક જીવને માટે અહીં પોતે જેવો બનવા ઇચ્છતો હોય તેવા બનવાની અપાર શકયતા છે. એનુ સૂચન છે. તેના પુરુષાર્થને માટે પૂરો અવકાશ છે. જીવની અનંત ઇચ્છાશક્તિનો સ્વીકાર છે. કોઇ એને જેવો છે તેવો બનાવતુ નથી પણ પોતે જ પોતે જેવો છે તેવો બને છે એવી સૂચના છે. આથી પોતાના જીવન વિષે પોતે જ પૂર્ણ જોખમદાર છે. એવો અર્થાત્ સ્વીકાર છે. શ્રદ્ધા જીવનને નિર્માણ કરનારુ પરમ બળ છે અને જેને જેવા બનવું હોય તેવા બનવાની છૂટ અને તક આ જગતમાં પ્રભુએ રાખી છે. મચ્છરથી માંડીને મહાત્મા સુધી–જેને જે બનવુ હોય તેવો તે બની શકે છે અર્થાત્ બંધ અને મોક્ષ દરેક જીવને સ્વાધીન છે–આ આ, સિદ્ધાન્તનું દર્શન છે.

**પ્રશ્ન ૪ : સાત્વિક વગેરે મનુષ્યોને જાણવા માટે ચિન્હ કયાં ?**

સાત્વિક જીવો દેવપૂજક હોય છે. દેવ એટલે પ્રભુ. પ્રભુ એટલે તેનુ આ વ્યક્ત સ્વરૂપ રૂપ વિશ્વ વિશ્વના તમામ પ્રાણીને જે ભગવદ્ભાવે ભજે તે સાત્વિક જીવ. અને પ્રાણીની ભક્તિ એટલે તેમની સેવા, અર્થાત્ સેવકના તમામ સદ્ગુણો અને ઉપર જણાવી તે ભાવના હોય તે સાત્વિક મનુષ્ય કહેવાય.

લોભ અને હિંસાના પૂજારીઓ રાજસ કહેવાય. યક્ષ એટલે ધનપતિ એટલે કે લોભપ્રધાન જીવન જીવનારા; અને રાક્ષસ એટલે હિંસાપ્રધાન જીવન જીવનારા આવુ સૂચન જાણવુ આથી લોભ, હિંસા અને તેના ગર્ભમાં છૂપાયેલા બધા બળોને જીવનભર જે પૂજે છે તે રાજસ મનુષ્યો.

વળી જે ભૂતપ્રેત વગેરેને પૂજે તે તામસ મનુષ્યો અર્થાત્ તમોગુણથી ભરપૂર જેની જીવન સાધના હોય, જે મેલાં સાધનોમાં રચ્યાપચ્યા રહેતા હોય અધારું જ જેને દેવન હોય એવા હીનતમ મનોદશાવાળા જીવો તામસ જીવો છે. આ બધી વાતો આગળ અનેક વેળા કહેવામા આવી જ છે.

પ્રશ્ન ૫ : આસુરી નિશ્ચયવાળા કોને કહેવાય ? તેઓના મૂદ્રાગ્રહ કેવા હોય છે ?

જે જીવો દંભ અને અહંકારથી ભરપૂર હોય, વિષયોપભોગ માટેની ઉત્કટ ઈચ્છારૂપી બળથી ભરેલા હોય, જેઓ શાસ્ત્રની જેને સંમતિ નથી એવાં ઘોર તપ કરવામાં મશગૂલ હોય તેઓને આસુરી નિશ્ચયવાળા જાણવા. દંભ અને અહંકાર, રાગ અને દ્વેષ, ઘોર તપ અને હિંસ્ર કર્મ—અસુર સ્વભાવનાં દ્યોતક છે. આવા માણસોના ખ્યાલ ખૂબ જ અવળચંડા હોય છે. તેમની બુદ્ધિ અત્યંત ક્ષુદ્ર અને અલ્પ હોવાને કારણે તેઓ પંચમહાભૂતના બનેલાં આ શરીરરૂપી ધર્મમંદિરને કાંતી નાખે છે. વિના કારણે શરીરને ત્રાસ આપી તેને તાવી નાખે છે. પોતાના આત્માને અને આત્માના પણ અંતરાત્મ સ્વરૂપ પરમાત્માને તેઓ પજવી પજવીને દુઃખી કરે છે. ખોટા ખ્યાલોથી દોરાઈને જેઓ "ભવાર્ણવ નૌકા" સમી કાયાને અને એ કાયામાં રહેલા અંતરાત્માને ક્ષીણ કરે છે, મેલા ઉપાયોથી પવિત્ર સિદ્ધિને મેળવવાના દુરાગ્રહથી આત્માના અપરાધી થાય છે–તેઓ અસુર છે. અસુરને કાંઈ બાહ્યચિહ્નો ફુટી નીકળતાં નથી. દેવ કે દૈત્ય તો પોતાના ખ્યાલો અને વર્તનથી સમજાય છે.

પ્રશ્ન ૬ : ત્રણ પ્રકારના જે આહારો કહ્યા છે તેનાં લક્ષણ શાં ? કયા કયા આહાર તે તે વિભાગમા આવે ?

આહાર મીમાંસા જીવનમાં અતિ ઉપયોગી અને આવશ્યક ચીજ છે. અન્ન પરિણામે મોક્ષ આપનારું નીવડે. કેમકે આહાર શુદ્ધિ ઉપર છેવટે જીવનની શુદ્ધિ અને સિદ્ધિ અવલંબે છે. આથી અન્નમીમાંસા કરવી જ રહી. વળી દરેક સાધકે પોતાને અનુકૂળ આવે એવી આહારની નિયમાવલિ અને સામગ્રી નક્કી કરી લેવી ઘટે. આ કેવળ વ્યક્તિગત પ્રશ્ન છે. છતાં આહારમાત્ર પોતાના પરિણામદ્વારા સાત્વિક, રાજસ કે તામસ તરીકે સિદ્ધ થાય છે. આથી એને અંગે સામાન્ય નિયમોનું વિધાન થઇ શકે વિગતો તો વ્યક્તિ જ નક્કી કરી શકે. વળી એ શાસ્ત્રના વિજ્ઞોએ પ્રજાને એના વિષે પૂરો ખ્યાલ આપવો જોઇએ. જે ખોરાક -પરિણામે જીવનવર્ધક હોય, સત્વપ્રદ હોય, બળ અને આરોગ્ય અર્પતો હોય, સુખ અને પ્રીતિનો વધારનારો હોય, મધુર હોય, સ્નિગ્ધ, ચિરકાળ સુધી શરીરને ઉપકારક હોય, હૃદયંગમ હોય તે સાત્વિક છે. જે આહાર પરિણામે દુઃખદાયક હોય, શોકપ્રદ રોગને નોતરનાર

હોય, અતિ ખાટા, ખારા, તીખા તમતમતા, લુખ્ખા, દાઝેરા બાળે એવા, ઉના અને કડવા હોય તેનો રાજસ ખોરાકમાં સમાવેશ જાણવો. આ ઉપરાંત જે વાસી હોય, નીરસ હોય, દુર્ગંધ મારતો હોય, ટાઢો હોય, એંઠોજૂઠો હોય, અપવિત્ર હોય તેવો આહાર તામસ કોટિમાં આવે. આ લક્ષણોને ધ્યાનમાં રાખી સાધકે સાત્વિક ખોરાકની પોતાને માફક આવે એવી વ્યક્તિગત વિગતો નક્કી કરી લેવી રહી.

પ્રશ્ન ૭ : આહારને અધ્યાત્મશાસ્ત્ર સાથે શો મેળ હશે?

આહાર અને અધ્યાત્મ જીવનની વચ્ચે ખૂબ નિકટનો સંબંધ છે. અન્ન તેવો ઓડકાર એ જેમ સત્ય છે તેમ અન્ન તેવું જીવન એ પણ સત્ય છે. અન્ન જ પરિણામ દશાએ માનવની તમામ શક્તિઓનું સ્વરૂપ લે છે. અન્નની અતિશય સૂક્ષ્મ અવસ્થામાંથી તન, મન મતિ વગેરે પોષાય છે. આથી આહાર અને અધ્યાત્મ શાસ્ત્રના વિચારકોએ અન્નશુદ્ધિમાં સત્વશુદ્ધિ અનુભવી છે. સત્વશુદ્ધિમાંથી દર્શનશુદ્ધિ નીપજે છે. દર્શનશુદ્ધિમાંથી "ધ્રુવાસ્મૃતિ" નીપજે છે. અને તેમાંથી હૃદયની ગ્રંથીઓનો મોક્ષ નીપજે છે. અર્થાત્ અન્નની શુદ્ધિમાંથી છેવટે હૃદયશુદ્ધિ અને તેમાંથી આત્મદર્શન નીપજે છે. આથી અન્નશુદ્ધિનો સત્યાગ્રહ સમજાય એવી ચીજ છે. વળી માણસે જાતે વધારેમાં વધારે બેવકૂફી ખાવાની બાબતમાં જ બતાવી છે. માણસનો મોટો ભાગ–લગભગ નવ્વાણુ ટકા જેટલો ભાગ અજીર્ણથી જ મર્યો છે અને મરે છે. આ કાંઈ જેવો તેવો પ્રજ્ઞાનો અપરાધ છે? આહારની બાબતમાં ગાફેલતા હોવાથી "શિસ્નોદરચાપલ્ય" ને માણસ નોતરે છે. અને આ ચાંપલ્યને ટાળ્યા સિવાય અધ્યાત્મપ્રકાશ ભાગ્યે જ સાંપડે. અન્નનો અતિ આહાર વિષયના અતિ વિહારને પણ લાવે જ છે. આથી અન્નની મીમાંસા ખૂબ જ જરૂરી છે.

પ્રશ્ન ૮ : સાધકના આહારની યાદી આપશો?

આવી છેવટની યાદી આપવી મુશ્કેલ છે. સાધકે સાધકે રુચિ વૈચિત્ર્ય હોય છે. અનુકૂળ પ્રતિકૂળનો વિચાર કરવાનો હોય છે. હોજરીનો વિચાર કરવાનો હોય છે. આમ દરેક માટે એક જ પ્રકારના સાત્વિક આહારની યાદી આપવી મુશ્કેલ છે. છતાં દૂધ, ફળ અને આદર્શ અવસ્થાએ વિચારતાં પૂર્ણપક્વ અન્ન, અગર તો કૃત્રિમ રીતે ગધેલા અન્નમાં પોતાને માફક આવે એવું હોજરીના માપનું સાત્વિક અન્ન વગેરેનો એમાં સમાવેશ થઈ શકે. અગ્ન્યનો ઉપયોગ બને તેટલો વધારે હોય એ ઇષ્ટ છે.

**પ્રશ્ન ૯ :** સાત્વિક વગેરે ત્રણ પ્રકારના યજ્ઞો ભગવાન વર્ણવે છે તો તે તે યજ્ઞની પ્રેરક મનોદશા કઈ હોય છે ?

યજ્ઞ શબ્દથી ફરજ તરીકે પ્રાપ્ત કર્તવ્ય માત્ર સમજવાં. કર્મમાત્ર યજ્ઞીય હોય એજ એની શોભા છે. સાત્વિક યજ્ઞ કરનાર માણસનામાં ત્રણ વસ્તુઓ હોય છે. સાત્વિક યજ્ઞકર્તા ફલભોગથી યજ્ઞ કરવા નહીં પ્રેરાય. કર્તવ્ય કર્તવ્ય હોવાથી જ કર્તવ્ય છે એ છે એની પ્રેરક ભાવના. આથી ફલાશાનો અભાવ, કર્તવ્ય કરવાની ચીવટ અને કર્તવ્ય કરવામાં પણ તેની વિધિ જાળવવાની કાળજી–આ ત્રણ સાત્વિક યજ્ઞ કરનારાના લક્ષણો છે. રાજસ યજ્ઞ કરનાર ફલનું પ્રતિપળ અનુસંધાન કરે છે. વળી દંભ તેનો પ્રેરક હેતુ હોય છે. અર્થાત્ ફલને લગતી અસ્પષ્ટ સમજ, તેમાંથી ફલને માટે પેદા થની લાલચ અને કદી પણ પ્રતિષ્ઠા ન પામનારો દંભ રાજસ યજ્ઞનો પ્રેરક હોય છે. તામસ યજ્ઞ કરનાર વિધિને અભરાઈએ ચઢાવે છે. યજ્ઞને પણ ત્યાગ શૂન્ય રાખે છે. તેની પાછળ મન્ત્ર એટલે કોઈ ગંભીર વિચાર હોતો નથી. વળી સામાની પાસે સેવા તો લે પણ તેની કદર કરતો નથી. પોતાના કરેલામાં પોતાને જ શ્રદ્ધા હોતી નથી. આમ સાત્વિક યજ્ઞમાં સાચી સમજ, રાજસમાં આંધળી સમજ અને તામસ યજ્ઞમાં અવળી સમજ હોય છે. અને છેવટે તો જીવન એ સમજની જ રમત છે.

**પ્રશ્ન ૧૦ :** શારીર તપ એટલે શું ? એમાં જેનો સમાવેશ થાય છે તે બધાનો અર્થ શો ?

દેવ–દ્વિજ–ગુરુ–અને પ્રાજ્ઞનું પૂજન, શરીર, શુદ્ધિ, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા–આટલાંનો શારીરિક તપમાં સમાવેશ થાય છે. અર્થાત્ આટલાનું આચરણ થાય તો શારીરતપ કર્યું કહેવાય. દેવપૂજન એટલે કે માતાપિતા વગેરેની સેવા. પૂજન એટલે ચંદન ફુલ ચઢાવવા એટલો જ અર્થ નથી પૂજન શબ્દ જ પવિત્ર ખ્યાલોથી ભરેલો છે. જેનુ પૂજન કરીએ તેના પ્રત્યે માન, સદ્ભાવ, તેની લાયકાત વગેરે બધાય ખ્યાલો તેમાં રહેલા જ છે. આથી પૂજનનો માત્ર પ્રચલિત અર્થ એ સંકુચિત છે. માતા–પિતા વગેરે પ્રભુની પ્રતિમા છે. તે જ મુજબ દ્વિજ પૂજન. દ્વિજ એટલે બે વખત જે જન્મે તે. એક તો કુદરતી જન્મ, બીજો માનવકૃત સંસ્કાર જન્મ. ભગવાને આપણને પ્રકૃતિ આપેલી છે. માનવે પોતાની સન્મતિ વાપરીને ભગવાને આપેલી પ્રકૃતિમાંથી સંસ્કૃતિ જન્માવી છે. આથી જન્મેલા પૈકી જે

સંસ્કૃત હોય તેનું પૂજન એટલે દ્વિજ પૂજન. આમ જન્મ એ દ્વિજત્વનુ નિયામક નથી. જન્મ્યા પછીનો સંસ્કાર એ દ્વિજત્વનું નિયમન કરે છે. કેમકે જન્મે તો બધા જ કયાં તો પ્રાકૃત હોય કે વિકૃત હોય! જન્મ્યા પછી વિકૃત ન રહેતાં જે સંસ્કૃત થાય તે પૂજ્ય છે. ગુરુ એટલે ગૌરવને પ્રાપ્ત મનુષ્યો. ધન-જન-સત્તા આદિથી માણસને ગૌરવ મળે છે. આથી ધનિક, પીઠબળવાળાઓ, સત્તાધીશો વગેરેના તરફ યોગ્ય સન્માન અને સત્કારની ભાવના રાખી તદનુકૂલ તેમના પ્રતિ વર્તાવ એટલે ગુરુ પૂજા છે. પ્રાજ્ઞ એટલે દૂરદર્શી મનુષ્યો. જેઓ દીર્ઘદર્શી છે-પરદર્શી છે એવા નેતૃત્વ ધરાવતા પુરુષો. તેમના તરફનો આદરભાવ એટલે પ્રાજ્ઞપૂજન. આ બધાયની યથાશક્તિ શરીરદ્વારા આદરભાવ પૂર્વક સેવા એટલે પૂજા છે. આ ઉપરાંત્ શરીરના મેલોની શુદ્ધિ રાખવી એ શારીર તપ છે. કરવા જેવું કરવું જ અને ન કરવા-જેવું ન જ કરવું એવી જે કર્તવ્યમાં એકધારી પ્રવૃત્તિ અને અકર્તવ્યમાંથી એકધારી નિવૃત્તિ એટલે આર્જવ. બ્રહ્મચર્ય એટલે બધી ઇન્દ્રિયોનો એકી વખતે સંયમ અગર તો વિહિત ગાર્હસ્થ્ય જીવન અર્થાત્ ઋતુકાલાભિગમન અને નિષિદ્ધ મૈથુનનો ત્યાગ. અહિંસા એટલે પ્રાણીઓને ન પીડવાની વૃત્તિ. અર્થાત્ કોઇને પણ ચાહવાની વૃત્તિ હોવાને લઇને પીડવાની વૃત્તિનો અભાવ. આ માનસભાવ જ શરીરનો પ્રેરક હોઇને મનમાંથી એ ટળતાં શરીરદ્વારા હિંસા અશક્ય બને.

### પ્રશ્ન ૧૧ : વાચિક તપનું સ્વરૂપ શું?

વિચાર પૂર્વકનું વર્તન એટલે તપ. વિચાર કરતાં એમ લાગે કે વાણી ઉદ્વેગ કરનારી, અસત્ય, અપ્રિય કે અહિતકર ન હોવી ઘટે. તેવી હોવાથી માણુસ ક્લેશમય જીવન જ વીતાડે છે. તે સુખમય જીવન જીવવા આવ્યો છે. આથી સુખમય જીવન જીવવું હોય તો ક્લેશનાં કારણોથી દૂર રહેવું જ ઘટે. જીવને દેરવે વિશ્વશાંતિ અને વિશ્વવિગ્રહ રહે છે. આથી ઉદ્વેગ ન આપનારી, સત્યને વધારનાર, હિતકરી અને પ્રિય વાણી જ બોલવાની ટેવ એટલે વાચિક તપ. આ તપને સુલભ કરવાને માટે સ્વાધ્યાયનો અભ્યાસ જરૂરી છે. આથી વાણીના તપમાં સ્વાધ્યાયનિષ્ઠાનો પણ સમાવેશ થાય છે.

### પ્રશ્ન ૧૨ : માનસ તપ એટલે શું સમજવું?

મનથી થતું તપ એટલે માનસ તપ. કોઇપણ સંયોગમાં મનની પ્રસન્નતા જાળવવી, અક્રૂરતા રાખવી, શેખચલ્લી ન બનવું, મનને હરામ

વિષયોમાં જતું હંમેશને માટે અટકાવવું, અંતઃકરણની રાગદ્વેષ વગેરે અશુદ્ધિઓને વિચારપૂર્વક દૂર કરી શુદ્ધિ કેળવવી—આટલાને માનસ તપ કહેવામાં આવે છે. આ માનસ તપ હોય તો શારીર અને વાચિક તપ સરળ થઈ જાય છે. કેમકે છેવટે તો માણસ મનોમય છે. આથી માનસિક તપ ખૂબ જ અગત્યનું છે. અને મનની એક ખૂબી એ છે કે એને જેવો વળાંક આપવા ઇચ્છો તેવો એ લે છે. વચ્ચે વચ્ચે એ તોફાન પર ચઢે છે, હુલ્લડ કરે છે. ન નાથેલા ગોધા જેવું મહામત્ત બને છે. શરુઆતમાં માણસને હેરાન પરેશાન કરી મૂકે છે. પજવીને દુઃખી કરી મૂકે છે. છતાં છેવટે એ આત્માનું ગુલામ રહેવાને જ સરજાયું છે. આત્મા દૃઢતાથી કામ લે તો એજ મન કથીર મટીને કંચન બને છે, પત્થર મટીને પારસમણિ બને છે. એટલે નિરાશાને માટે અવકાશ જ નથી.

**પ્રશ્ન ૧૩ :** ત્રણ પ્રકારનાં તપનાં પણ ત્રણ ભેદો કહે છે, તો તે ક્યાં? અને તે પ્રત્યેકનું સ્વરૂપ શું?

ત્રિગુણાત્મક પ્રકૃતિ સૌનું કારણ હોવાથી ભારતીય વિચાર સરણી મુજબ વસ્તુમાત્રમાં ત્રણ ગુણનું અસ્તિત્વ સ્વીકારાયું છે. આથી પ્રવૃત્તિમાત્રમાં પણ ત્રણ ગુણનું પ્રધાન કે ગૌણ સ્થાન હોય છે જ, તપમાં પણ પ્રકારનો આધાર આ ત્રણ ગુણ જ છે. શારીરાદિ તપ સાત્વિક, રાજસ તથા તામસ એમ ત્રણ પ્રકારનું છે. જ્યારે પરમ શ્રદ્ધા, અનાસક્તિ, અને એકાગ્રતાથી તપ કરવામા આવે ત્યારે તે તપ સાત્વિક કહેવાય છે. જે તપ કરવા પાછળ તપસ્વીની દાનત પોતાને માટે સત્કાર, માન કે પૂજા મેળવવાની હોય, પોતે છે તેના કરતા જૂદો બતાવવાની ઇચ્છા હોય, ત્યારે તે તપ રાજસ કહેવાય છે. આ તપ ક્ષણિક ફલદાયી અને તેમાં પણ ફલદાનમાં અનિશ્ચિત છે. આ ઉપરાંત જે તપ કરવા પાછળ કાંઈ ભળતો જ મોહમય ખ્યાલ પ્રેરક હોય, જેમાં પોતાના તનમનની નિરર્થક પીડા હોય, અગર તો કોઇના અસ્તિત્વને ઉખેડી નાંખવાની હિંસક ભાવના હોય તો તે તપ તામસ છે. વિવેકને માટે આ ત્રણ ભેદ છે. માણસ, માણસ હોઇને જ સાત્વિક પ્રેરણાથી પ્રેરાઇને તપ આચરતો હોવો ઘટે. રાજસ કે તામસ તપમાં તેના વિવેકની બીલકુલ શોભા નથી. એ એનો પોતાનો આત્મઘાત છે. પોતાનું જ એમાં અપમાન છે.

**પ્રશ્ન ૧૪ : ત્રણ સાત્વિક વગેરે દાન કોને કહેવાય?**

દાન એટલે આપી દેવું તે "દૈપ્ શોધને" ધાતુ ઉપરથી દાન શબ્દ બને છે. એટલે કે પોતે ચોકખો થાય તે માટે આપવાનું શીલ. અર્થાત્ રાખવામાં મેલ છે, આપવામાં શુદ્ધિ છે. આપવું એટલે પોતાની સત્તા દૂર કરી પારકાની સત્તા સ્થાપવી તે અર્થાત્ દાન એટલે મમતાનો છેદ ઉડાવી દેવો તે. આ દાનને ક્યાંયે અવધિ નથી. પ્રાણદાન સુધીના દાખલાઓ ઇતિહાસે નોંધ્યા છે. આથી દાન નિરવધિ છે. ત્યાગમાં રહેલું શુદ્ધિકરણ જે સમજે છે, ત્યાગમાં રહેલી પ્રાપ્તિ જે જાણે તેને માટે દાન તો ખૂબ આનંદનો વિષય છે, કચવાટનો વિષય નથી. વિચાર કરતાં સમજાશે કે અનાસક્તિ દાનનું મૂળ છે. અન્નદાન, ધનદાન, વસ્ત્રદાન, વિદ્યાદાન વગેરે દાનો ઉત્તમ છે. પણ સૌથી ઉત્તમદાન તે પ્રાણીમાત્રને અભયદાન છે, આનો જ અર્થ. અહંતા મમતાનો સંપૂર્ણ અભાવ છે. આમ દાનને ક્યાંય પણ અવધિ ન હોઇને તે કેવી રીતે કરવું એજ અગત્યનું છે. સાત્વિક દાનમાં "દાન આપવું એજ ધર્મ છે" એવો ભાવ પ્રધાન હોય છે. તેમાં દેશ કાલ અને પાત્રની યોગ્ય વિચારણા હોય છે જ. અને સૌ દેશમાં ભગવાન હોવાને લઇને, સૌ કાળમા તે હોવાને લઈને, અને સૌ પાત્રોમાં તે ઉત્તમ હોઈને સર્વ દેશ કાળમાં ભગવાનરૂપી મહાપાત્રને સર્વસ્વનુ દાન દેવું યોગ્ય છે. આથી સૌથી ઉત્તમ પાત્ર ભગવાનનું બધુ હોઇને તેને જ પોતાની જાત સુદ્ધાં સમર્પિત કરી દેવી એ શ્રેષ્ઠ દાન છે—સાત્વિક દાન છે. આ ઉપરાંત જે દાનમાં વળતા ઉપકારની આશા હોય, ફલનું અનુસંધાન હોય, કચવાટ હોય તે દાન રાજસ છે. જે દાન દેતી વેળા દેશ કાલ કે પાત્રનો વિવેક ન હોય, લેનારનો દેનાર તિરસ્કાર કરે કે અપમાન કરે એવું દાન તામસ દાન છે. છેલ્લાં બે પ્રકારનું દાન માણસને માટે શોભાસ્પદ નથી.

**પ્રશ્ન ૧૫ : આહાર તપ વગેરેનું વર્ણન કરતાં કરતાં ભગવાન એકદમ ૐ તત્ સત્—એવું ભગવાનનું નામ છે—એ ઉપર કયા કારણે ઊતરી પડયા? આહાર વગેરે સાથે એને સબંધ શું?**

ભગવાન ભારે પ્રેમિઆગર છે. જીવનું હિત તેટલું જ તેમના હૃદયમાં વસેલું છે. આથી આહાર વગેરેની મીમાંસા કરતાં ૐ તત્ સત્ ઉપર એકદમ ..ી પહોંચ્યા છે. કર્મમાત્ર કથીર છે. એને સોનું બનાવવા માટે પ્રયત્ન છે. ... નામ એ પારસમણિ છે. કર્મમાત્રને મહામૂલું બનાવવા માટે

ભગવન્નામ મહાન જડીબુટ્ટી છે. જ્યાં જ્યાં ભગવાનનું નામ સ્પર્શે ત્યાં ત્યાં ક્ષુદ્ર ચીજ ક્ષુદ્ર મટીને મહાન થઈ જાય છે. આથી જેણે પોતાનો મહામહિમા જોવો હોય તેણે કર્મમાત્રમાં ભગવન્નામનું અનુસંધાન કરવું. તેના નામ સાથે જોડાયેલ કર્મ સત્કર્મ થઈ જાય છે. શાન્તિ પામવાનો આ અમૂલ્ય ઉપાય છે.

પ્રશ્ન ૧૬ : ૐ તત્ સત્ વગેરે નામનો ભાવાર્થ શો? એનો ઉપયોગ ક્યાં? એ ઉપયોગથી ફાયદો શો?

ૐ તત્ સત્ એ પરમાત્માનું નામ છે. તે પરમાત્મા સત્ય છે એવો એનો ટૂંકે અર્થ થાય છે. ૐ નો પ્રત્યેક કર્મની આદિમાં અને અંતમાં વિનિયોગ કરવો. તત્ થી અનાસક્તિનું સૂચન કર્યું છે. એટલે કે પરમાત્માનું નામ લઈને અનાસક્તિપૂર્વક સત્કર્મ કરવું ઘટે. સત્ શબ્દના અનેક અર્થ આપ્યા છે. સદ્ભાવ, સાધુભાવ, સત્કર્મના અર્થમાં સત્ શબ્દ વપરાય છે. યજ્ઞ દાન અને તપમાં જેની નિષ્ઠા હોય તેને માટે પણ સત્ શબ્દ વપરાય છે. પ્રભુને ખાતર કરેલા કર્મને માટે પણ તેનો ઉપયોગ છે. આથી ભગવાનનું નામ લઈ સત્કર્મ અનાસક્તિપૂર્વક જીવનભર કરવાં એવો અહીં આશય છે. એનો ફાયદો તો સ્વસંવેદ્ય છે. કર્મના આ વિધિ હૃદયથી કરવામાં આવે તો કર્મનાં પોલાદને સોનામાં ફેરવી નાખે છે. એમાં અંતે મુક્તિ છુપાઇ છે.

પ્રશ્ન ૧૭ : અસત્કર્મ કોને કહેવાય? તેનું ફળ શું? શ્રદ્ધા બુદ્ધિની વિરોધી નથી? જો ન હોય તો તે બેનું સીમામિલન ક્યાં?

અશ્રદ્ધાથી જે કાંઇ કરવામાં આવે તે અસત્કર્મ છે. કર્મમાં કર્મનું અસત્પણું કે સત્પણું નથી. શ્રદ્ધા એનો નિર્ણય કરી દે છે. આથી યજ્ઞ, દાન અને તપ–આ ત્રણ માનવ માત્ર માટે કર્તવ્ય છે. એ ત્રણેય કર્તવ્ય કર્મ હોવા છતાં જો અશ્રદ્ધાથી કરવામાં આવે તો તે અસત્ બની જાય છે. શ્રદ્ધા અને બુદ્ધિનો વિરોધ જ નથી. બુદ્ધિ જ્યારે સત્યદર્શન કરે છે, સત્યનિષ્ઠ બને છે, ત્યારે તે જ શ્રદ્ધા રૂપે લાગે છે. આથી શ્રદ્ધા એ બુદ્ધિનો જ નિર્મળ અંશ છે. જે બુદ્ધિની રજસ્વલતા અને તમોમયતા, સત્વમયતાને લઈને હંમેશને માટે દેવાઇ જાય છે, તે બુદ્ધિ શ્રદ્ધાસ્વરૂપિણી છે. સત્યસ્નાત મતિ શ્રદ્ધા છે. આથી સત્વનિષ્ઠામાં બુદ્ધિ અને શ્રદ્ધાનું મિલન છે. મિલન જ નહીં એકરૂપતા છે. આમ શ્રદ્ધા અને બુદ્ધિનો કદી વિરોધ હોઇ શકતો જ નથી.

॥ શ્રદ્ધાત્રયવિભાગયોગઃ ॥



## ॥ अथ संन्यासमोक्षयोगः ॥

**પ્રશ્ન ૧ : સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ નોખું નોખું અર્જુન જાણવા ચાહે છે. તો શું અત્યાર સુધી એને એની સમજ નહોતી પડી? અર્થાત્ અર્જુનના પ્રશ્નનો આશય શો છે?**

અઢારમો અધ્યાય એક રીતે જોતાં સમગ્ર ગીતા શાસ્ત્રનું પુનર્દોહન છે. અત્યાર સુધીમા ભગવાને જે વાત કહી છે તેને જ પાછી કહેવાનો પણ હેતુ છે. બ્રહ્માત્મજ્ઞાનપૂર્વક, અનન્યભક્તિભાવે, પરમશ્રદ્ધાએ, નિષ્કામભાવે, લોક અને શાસ્ત્રને સંમત, જાતિ, દેશ અને આત્માની ઉન્નતિ કરે એવાં તમામ કર્મોને માણસે કર્તવ્ય બુદ્ધિથી કરવાં જોઇએ–આટલો ગીતાનો અર્થ છે. આટલા અર્થનો ઠીકઠીક નિશ્ચય થવો ઘટે. તેનું દૃઢતાથી ગ્રહણ થવું ઘટે. ઠીક ઠીક નિશ્ચય ન થાય, દૃઢતા પૂર્વક એનું ગ્રહણ ન થાય તો કર્મયોગમાં શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્તિ ન થાય. તે ન થાય એટલે કર્મયોગનું ફળ–અભ્યુદય અને નિ:શ્રેયસ–એ બે ન મળે. એ ન મળે એટલે જીવન વ્યર્થ ગયેલું ગણાય. જીવન અતિ કિંમતી વસ્તુ છે. એ એળે ન જવું ઘટે. એમા અભ્યુદય અને નિ:શ્રેયસ મેળવવુ જ જોઇએ માણસનો એ જન્મસિદ્ધ હક છે તેનો ઉપાય નિષ્કામ કર્મયોગ જ છે. અને આથી કર્મયોગનો ઠીક ઠીક નિશ્ચય થાય, તેનું દૃઢતાપૂર્વક ગ્રહણ થાય એ માટે વળી એક વખત સર્વભૂતહિતેરત ભગવાન સંક્ષેપમાં ગીતાર્થના નિરૂપણને માટે અઢારમો અધ્યાય આરંભે છે. આથી અર્જુનને સમજ ન પડી હતી એમ કહેવું યોગ્ય નથી. પડેલી સમજ દૃઢ થાય એ ખૂબ અગત્યનુ છે અને આથી કર્મયોગ.જ જેનો અર્થ છે એવા સંન્યાસ અને ત્યાગ શબ્દના તત્ત્વને જાણવા અર્જુન પૂછે છે. આ બન્ને શબ્દો ગીતાજીના કર્મયોગને સમજવામા ઘણાને મૂઝવણ પેદા કરે છે. આથી એનો ભગવાનને સંમત અર્થ અર્જુન જાણવા ચાહે છે અને તે યોગ્ય છે.

**પ્રશ્ન ૨ : સંન્યાસ અને ત્યાગ વચ્ચેનો તફાવત શો?**

સન્યાસ એ અધૂરો ત્યાગ છે. ત્યાગ એ પૂરો સન્યાસ છે. સંન્યાસ કેવળ કામ્ય–સ્વાર્થી કર્મોના ત્યાગમાં છે. જે કર્મ પાછળ કર્તાની ફલ લાલચ હોય તે કર્મોનો ત્યાગ એટલે સન્યાસ. આથી સંન્યાસમા કેવળ સ્વાર્થી કર્મોના ફલનો ત્યાગ જ છે. ત્યાગનું વર્તુલ

ા પણ મોટું છે. નિત્ય–નૈમિત્તિક–કામ્ય–કે બીજાં કોઈપણું કર્મ–તેનાં ફલનો ત્યાગ એટલે ત્યાગ છે. અર્થાત્ સંન્યાસમાં કામ્ય કર્મોનો સ્વરૂપે ત્યાગ છે. ત્યાગમાં કર્મનો ત્યાગ નથી. ત્યાગને સ્વરૂપે કર્મત્યાગ ખપતો નથી. ત્યાગમાં કર્મ કરવાના હોય છે પણ ફલનો તેમાં ત્યાગ હોય છે આમ સંન્યાસ એ પ્રાથમિક ભૂમિકા છે. પૂર્ણત્યાગ અને સ્વાર્થ-ત્યાગની વચ્ચે મધ્યે માંડવાળ છે. ત્યાગ એ અંતિમ ભૂમિકા છે. એમાં કર્મ સાથે તકરાર નથી. ફળની સાથે અસહકાર છે. આમ ત્યાગ અને સંન્યાસ બન્ને અમુક ભૂમિકા સુધી સરખા છે. પણ ત્યાગ સંન્યાસ કરતાં આગળ જાય છે. ત્યાગમાં કામનાનો જ ન્યાસ છે. ત્યાગી કરવાથી ડરતો નથી. સંન્યાસી કરવાથી ડરે છે. ત્યાગીએ તો ડરનેજ ડરાવી દીધો છે. આથી ત્યાગી સંન્યાસની છેવટની સિદ્ધિ છે.

પ્રશ્ન ૩ : કેટલાકને મતે કર્મમાત્ર ત્યાજ્ય છે. કેટલાકને મતે યજ્ઞ દાન તપ ત્યાજ્ય નથી–તો એ બે પૈકી ભગવાનનો ઝોક બીજા પક્ષ તરફ લાગે છે એનું કારણ શું ?

ભગવાનનો ઝોક વિવેકમય છે. એમાં માનવની પરિસ્થિતિ અને મર્યાદાઓના સ્વીકારપૂર્વક તે પરિસ્થિતિ અને મર્યાદાઓનો પૂરો આત્મલાભ ઉઠાવવાની વૈજ્ઞાનિક ગણત્રી છે. કર્મમાત્રનો ત્યાગ અશક્ય છે. એ સિદ્ધાંત છે. કર્મમાત્રનો ત્યાગ જ્યારે કેવળ કલ્પના જ છે અને આથી કંઈનું કંઈ પણ પરિસ્થિતિને વશ રહીને કરવું જ પડે તો પછી એવું જ કરવાનો નિર્ણય કેમ ન કરવો કે જેથી કરેલું સૌને લાભદાયક નીવડે ! આથી કરવું જ રહ્યું છે તો પછી યજ્ઞ દાન અને તપ જ કર્તવ્ય ઠરે ! એ સિવાયનું કરવું એ હરામ છે પ્રકૃતિના અફર કાયદાને વશ થઇને જ્યારે કર્મ કરવું જ પડે તો પછી શું કરવું એની પસંદગી વિવેકપૂર્વક કરવી જોઇએ. અને વિવેક યજ્ઞ, દાન અને તપને જ પસંદગી આપે છે. આથી ભગવાનનો ઝોક ન્યાયી છે.

પ્રશ્ન ૪ : યજ્ઞ વગેરે કર્મોને પણ કેવી રીતે કરવાનું ભગવાન વ્યાજબી ઠરાવે છે ?

ભગવાન વિચક્ષણ છે એટલે કે તેમની વિશેષદૃષ્ટિ છે. મહાદાર્શનિક છે. આથી તેમની દૃષ્ટિએ કર્મ મહત્વનાં નથી. પણ કર્મ કરવાની રીત મહત્વની છે. યજ્ઞ, દાન, અને તપ યદ્યપિ પવિત્ર કર્મો છે પણ તે કર્મો પણ વિહિત



## ॥ अथ संन्यासमोक्षयोगः ॥

**પ્રશ્ન ૧ : સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ નોખું નોખું અર્જુન ચાહે છે. તો શું અત્યાર સુધી એને એની સમજ નહોતી પડી? અર્જુનના પ્રશ્નનો આશય શો છે?**

અઢારમો અધ્યાય એક રીતે જોતાં સમગ્ર ગીતા શાસ્ત્રનું પુનર્દોહન છે. અત્યાર સુધીમા ભગવાને જે વાત કહી છે તેને જ પાછી કહેવાનો પણ હેતુ છે. બ્રહ્માત્મજ્ઞાનપૂર્વક, અનન્યભક્તિભાવે, પરમશ્રદ્ધાએ, નિષ્કામભાવે, લોક અને શાસ્ત્રને સંમત, જાતિ, દેશ અને આત્માની ઉન્નતિ કરે એવાં તમામ કર્મોને માણસે કર્તવ્ય બુદ્ધિથી કરવાં જોઇએ—આટલો ગીતાનો અર્થ છે. આટલા અર્થનો ઠીકઠીક નિશ્ચય થવો ઘટે. તેનું દઢતાથી ગ્રહણ થવું ઘટે. ઠીક ઠીક નિશ્ચય ન થાય, દઢતા પૂર્વક એનું ગ્રહણ ન થાય તો કર્મયોગમાં શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્તિ ન થાય. તે ન થાય એટલે કર્મયોગનું ફળ—અભ્યુદય અને નિઃશ્રેયસ—એ બે ન મળે. એ ન મળે એટલે જીવન વ્યર્થ ગયેલું ગણાય. જીવન અતિ કિંમતી વસ્તુ છે. એ એળે ન જવું ઘટે. એમાં અભ્યુદય અને નિઃશ્રેયસ મેળવવું જ જોઇએ માણસનો એ જન્મસિદ્ધ હક છે તેનો ઉપાય નિષ્કામ કર્મયોગ જ છે અને આથી કર્મયોગનો ઠીક ઠીક નિશ્ચય થાય, તેનું દઢતાપૂર્વક ગ્રહણ થાય એ માટે વળી એક વખત સર્વભૂતહિતેરત ભગવાન સંક્ષેપમાં ગીતાર્થનાં નિરૂપણને માટે અઢારમો અધ્યાય આરંભે છે. આથી અર્જુનને સમજ ન પડી હતી એમ કહેવું યોગ્ય નથી. પડેલી સમજ દઢ થાય એ ખૂબ અગત્યનું છે અને આથી કર્મયોગ જ જેનો અર્થ છે એવા સન્યાસ અને ત્યાગ શબ્દના તત્ત્વને જાણવા અર્જુન પૂછે છે. આ બન્ને શબ્દો ગીતાજીના કર્મયોગને સમજવામા ઘણાને મૂંઝવણ પેદા કરે છે. આથી એનો ભગવાનને સમત અર્થ અર્જુન જાણવા ચાહે છે અને તે યોગ્ય છે.

**પ્રશ્ન ૨ : સન્યાસ અને ત્યાગ વચ્ચેનો તફાવત શો?**

સન્યાસ એ અધૂરો ત્યાગ છે ત્યાગ એ પૂરો સંન્યાસ છે. સંન્યાસ કેવળ કામ્ય—સ્વાર્થી કર્મોના ત્યાગમાં છે. જે કર્મ પાછળ કર્તાની ફલ લાલસા હોય તે કર્મોનો ત્યાગ એટલે સન્યાસ. આથી સંન્યાસમા કેવલ સ્વાર્થી કર્મોના ફલનો ત્યાગ જ છે. ત્યાગનું વર્તુલ

રીતે એટલે કે જેથી બંધન ન આવે એ રીતે જો ન કરવામાં આવે તો પછી એ સાંકળ રૂપ જ નીવડે છે. લોખંડની કે સોનાની પણ સાંકળ એક જ કામ કરે છે અને તે બાંધવાનું ! આપણું એક જ કામ છે અને તે–છૂટવાનું. આથી કરવા છતાં ન બંધાય એવી રીતે જ યજ્ઞદાન તપ કરવાં રહ્યાં. આથી યજ્ઞ દાન વગેરે પણ "અહંમમ" ના ખ્યાલ છોડીને જ કરવાં રહ્યાં જીવને બાંધનારી સાંકળ કોઈ ધાતુની બનેલી નથી "અહંમમ "ના ખ્યાલની જ બનેલી એ અદ્‌ભુત સાંકળ છે. જેનો અહ ધોવાય તે અસંગ બને અને જેનો અહં ધોવાય તેનું મમ પણ ઉડી જ જાય. એટલે તે ફલ લાલસાથી પર થાય.

**પ્રશ્ન ૫ :** નિયત કર્મનો ત્યાગ યુક્તિયુક્ત નથી પણ તામસ છે તો નિયત કર્મ એટલે શું ? એ યુક્તિયુક્ત કેમ નથી ?

નિયત કર્મ એટલે જે કર્મો માણસને માટે શાસ્ત્રે અને સ્વભાવે નક્કી કરેલા હોય તે. સ્વભાવની સામે તો લડાય જ નહીં. જે સ્વભાવ-પ્રકૃતિની સામે ઝઘડે તે નિષ્ફળ જાય. જોવું એ આંખનું સ્વાભાવિક કર્મ છે. સાભળવું એ કાનનું સ્વભાવ પ્રાપ્ત કર્મ છે આંખ તો જોવાની જ. કાન તો સાભળવાનો જ. કાનની કે આંખની આ સ્વાભાવિક ક્રિયાઓની સામે લડવુ એટલે તે શક્તિને વેડફી નાંખવી એ મૂર્ખનું કામ છે. શું જોવુ અને શું સાભળવું–તે બધાંની પોતાના ઉપર કેવી અસર પડવા દેવી એમાં વિવેક જરૂરી છે. એ બધી ક્રિયાઓને માનવ પોતાની આત્મશક્તિદ્વારા સ્વલાભમાં ફેરવી શકે છે. પણ સ્વાભાવિક કર્મોને તે ટાળી શકતો નથી. આથી તેને ટાળવાનો આગ્રહ એ જુઠો આગ્રહ છે. દુરાગ્રહ છે. હવે બાકી રહ્યા શાસ્ત્રીય કર્મ. જીવનમાં જે શાસ્ત્રીય કર્મ ન કરે તે પણ તેટલો જ અવિવેકી કારણ કે શાસ્ત્રીય કર્મો તો હિતકર જ હોય. આથી સ્વભાવે અને શાસ્ત્રે જે કર્મો નક્કી કર્યા હોય તે કર્મો ત્યાગવામાં નરી મૂર્ખતા છે. સિવાય કે મોહમહિમા માણસ એના ત્યાગને માટે પ્રેરાય જ નહીં. એનો ત્યાગ યુક્તિપૂર્વકનો નથી જ. કેમકે સ્વભાવિક કર્મો છૂટતાં નથી. એટલે તેને છોડવાનો યત્ન વાંઝીઓ છે. શાસ્ત્રીય કર્મો ન કરવાની વૃત્તિ એટલે પોતાનું હિત ન કરવાની વૃત્તિ અને સ્વહિતશત્રુને તો શું કહેવું. ?

થવાનો પૂરો સંભવ હોય, એવાં કર્મને કાયાને કલેશમાંથી બચાવવાને, એટલે કે કાયાના કાયર બનીને તજવામાં ત્યાગ છે પણ તે ત્યાગ રાજસ છે. આવો ત્યાગ શોભા વગરનો છે. આમાં કાયાને પંપાળવાનો અને તેને આળસદ્વારા સાચવી રાખવાનો ખપો મોહ છે. આથી કશું થતું નથી. અને થતું નથી એટલે જ ત્યાગ એવો ત્યાગનો અભાવાત્મક અને અનુત્પાદક ભાવ રહેલો હોય છે. ત્યાગ તો ભાવાત્મક અને ઉત્પાદક છે. ત્યાગ એટલે કશું ન કરવાનો દુરાગ્રહ નથી. ત્યાગ કરવા જેવાને કરવામાં જ માને છે. કરવા જેવું સુસાધ્ય છે કે દુઃસાધ્ય છે એનો ખ્યાલ પાછળ છે. આથી ત્યાગ કાર્ય કરે છે પણ સંગ અને ફલને તજીને કરે છે. આવા ત્યાગને સાત્વિક ત્યાગ કહે છે. એમાં સાચી સમજ હોઇને એ શોભાપ્રદ છે. સ્વરૂપે કર્મનો ત્યાગ, ત્યાગ નથી, ત્યાગનો આભાસ છે. સંગ અને ફળનો ત્યાગ એ ત્યાગ છે. એ ભાવાત્મક છે. કેમકે એમાં કશું ન કરવાનો મૂઢાગ્રહ નથી. પણ કરીને તેના સંગે ન રંગાવાનો, તેના ફળે ન લોભાવાનો અફર નિશ્ચય છે. આથી જ તે ત્યાગ સર્જનાત્મક એટલે કે ઉત્પાદક છે. જમીનમાં વાવેલું બીજ પોતાના જીવનનો ત્યાગ કરે તે પોતાના જેવા લાખોજ્દાણાને ઉપજાવવાને માટે. આથી સ્વત્યાગ પરોન્નતિ ઉપજાવનારો હોય છે જ. આવા ત્યાગને સાત્વિક ત્યાગ કહેવામાં આવે છે.

પ્રશ્ન ૭ : સાત્વિક ત્યાગીનાં લક્ષણો શા ?

જે સાત્વિક ત્યાગી છે તે કુશળ કર્મમાં રાગી હોતો નથી. અકુશળ કર્મનો દ્વેષી હોતો નથી. જે કર્મ કરવામાં અભ્યાસના બળે કુશળતા મળી હોય અને આથી જ વગર મહેનતે અગર તો ઓછામા ઓછી મહેનતે જે કર્મ થતાં હોય તે કરવામાં માણસને પ્રીતિ હોય છે. આવા સહેલાઇથી થઇ જતાં, જેને સારી રીતે કરવાની હથોટી આવી ગઇ છે એવાં કર્મો કુશળ કર્મ કહેવાય. તેમાં માણસને રાગ હોય એનાથી વિપરીત એટલે કે જે કર્મ કરવામાં મહેનત પડે, જેને કરવાની હથોટી ન બેઠી હોય એવાં કર્મ કરવામાં દ્વેષ હોય છે. સાત્વિક ત્યાગી કર્મને આત્મપ્રકટીકરણનું નિમિત્ત માત્ર જાણે છે. આથી કર્મદ્વારા તે જાતને પ્રકટાવવા ઇચ્છે છે. આથી રાગદ્વેષને તે વશ થતો નથી. આનું કારણ એ કે તે સત્વપૂર્ણ હોય છે. એટલે કે આત્મજ્ઞાનથી ભરેલો હોય છે. તે મેધાવી એટલે કે જાતને લગતાં સત્યને ધારણ કરવાની શક્તિવાળો હોય છે. અને તેના સંશય છેદાયેલા હોય છે. જ્ઞાની, મેધાવી, નિઃસંશય, મનુષ્ય કુશળ કર્મમાં રાગી કે અકુશળમાં દ્વેષી રહી શકતો નથી. આથી તે સાત્વિક ત્યાગી છે.

પ્રશ્ન ૮ : કર્મનો સ્વરૂપે ત્યાગ કેમ થતો નથી? કર્મોનું વિવિધ ફળ એટલે શું? જે ત્યાગી નથી તેને તે મળે છે. ત્યાગીને તે મળતાં નથી, એટલે શું?

કર્મનો સ્વરૂપે ત્યાગ અશક્ય છે માટે થતો નથી. જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી કર્મ ટળતાં નથી. ભગવાનનો એ કાયદો છે. આથી સદેહે કર્મનો સ્વરૂપે ત્યાગ મૂઢાગ્રહ છે. થોડાંનો ત્યાગ અને થોડાંનો સ્વીકાર પૂરો ત્યાગ નથી. અને પૂરો ત્યાગ નથી તો પછી તેને માટેનો આગ્રહ વ્યર્થ છે. કર્મનાં ત્રણ પ્રકારનાં ફળ હોય છે કર્મનું મુખ્ય ફળ છે ભોગ. ભોગને શક્ય બનાવવા માટે જન્મ અને આયુષ્ય છે. આથી જન્મ, આયુષ્ય અને ભોગ એ કર્મના ફળ છે. આ ફળ પણ ઇષ્ટ, અનિષ્ટ અને ઇષ્ટાનિષ્ટ ભેદે ત્રણ પ્રકારનાં છે. જગતમાં આ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. આ ત્રણે પ્રકારનાં કર્મફળો ત્યાગીને માટે રહેતાં નથી. કેમકે ત્યાગીએ તો ફળની સાથેનો અસહકાર જ કર્યો છે. અર્થાત્ આ ફળની પ્રાપ્તિના કારણમાં આસક્તિ અને અહંતા મમતા એ કારણ રૂપ છે. ત્યાગીએ એ આસક્તિ અહં અને મમનો જ ત્યાગ કર્યો છે. આથી તેને તે તે ફળો મળતાં છતાં મળતાં નથી. એટલે કે તેનો તેના ઉપર, રહેજે પ્રભાવ પડતો નથી. જે ફલત્યાગી નથી તેના ઉપર તે કર્મફલનો પૂર્ણ પ્રભાવ પડે છે. અને જન્મજન્માંતર સુધી તેવો તે ફળની અજગરચૂડથી પીડાતો જ રહે છે. ફલત્યાગ જીવનની મહાકળા છે. આત્મજ્ઞાનનો એ પ્રસાદ છે. પ્રકૃતિના વીર્યને વાંઝીઉં કરવાની એ અદ્ભુત જડીબુટ્ટી જેને જડી તે નિહાલ થાય છે. બીજા બધા જ કૃપણ રહે છે.

પ્રશ્ન ૯ : કર્મમાત્રની ઉત્પત્તિ માટે ભગવાન પાંચ કારણો બતાવે છે તો તેમનું સ્વરૂપ શું? તે ઉપરાંત એ પાંચનો નિર્દેશ કરવા પાછળ આશય શો છે?

શરીર, કર્તૃત્વ ભોક્તૃત્વના આધારથી પીડાતો જીવાત્મા, જુદી જુદી ઇન્દ્રિયો, તે બધાંની ચેષ્ટા અને અદૃષ્ટ આ પાંચ મળીને કર્મમાત્રની પ્રવૃત્તિ થાય છે. તે પૈકી શરીર પંચ મહાભૂતની બનાવટ છે. ભોગનું આયતન છે. જીવાત્માનું યાવજ્જીવ રહેવાનું ઘર છે. જીવાત્મા એટલે અજ્ઞાનથી ઘેરાયેલું બદ્ધ ચેતન. કર્મમાત્રને કરવામાં સાધનરૂપ, શરીરાશ્રિત જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો એ કરણ છે. એ કરણો દ્વારા હિત કે અહિતની પ્રાપ્તિ કે

પરિહારને અનુકૂલ આંતર કે બાહ્ય જે જે ચેષ્ટાઓ તે વિવિધ ચેષ્ટાઓ છે. પરમાત્માના અધ્યક્ષપણા નીચે, તેની ઇચ્છાથી, સદૈવ ફળનું ભાગ્ય એટલે અદષ્ટ છે. એનેજ દૈવ કહેવામાં આવે છે. આ પાંચ જ્યારે મળે છે ત્યારે કર્મમાત્ર સંભવે છે. જીવના શુભાશુભ કર્મમાં આ પાંચ જ હેતુરૂપ છે. આ પાંચનું મળીને જ્યારે કર્તૃત્વ છે, એ પાંચ મળીને જ્યારે અમોઘ કર્મ કરે છે તો પછી પાંચમાંથી ગમે તે એક પોતાના ઉપર કર્મના કર્તૃત્વનો ઓઢો કે ભાર લેવાની જરૂર નથી. જીવાત્મા પોતાની જાતને એકલો કર્તા માને છે. પોતે જ તેનો ભાર લઇને ફરે છે. પાંચની સમિતિ જ્યારે જવાબદાર છે ત્યારે એકલો જીવાત્મા એ જવાબદારી ઊંચકીને ફરે ત્યારે અનન્ત ઉપદ્રવો પેદા થાય છે. ભગવાન અહીં જીવાત્માને ચેતવણી આપે છે કે તું એકલો કર્તા નથી. એટલું જ નહીં પણ તું જો આ પંચકમાંથી રાજીનામું આપે તો એમનું રચેલું દુઃખદાયક સંસારનું આખું યંત્ર-કાલનું તૂટી પડે. આથી તું એમાંથી નીકળી જા. અને બાકીનાને જે કરવું હોય તે કરવા દે. તારી સહાય સિવાય તે બીચારાં કશું કરી શકવાનાં નથી. થાકી થાકીને તે નિરસ્ત થશે. અને આજ સુધી એ બધાના દુઃસંગને લઇને તેં જે કાંઇ કર્યું હોય તેને શાંતિથી તટસ્થભાવે ભોગવી લે. આ છે ભગવાનના કથનનો આશય.

પ્રશ્ન ૧૦ : જેને અહંભાવ નથી જેની બુદ્ધિ લેપાતી નથી તે લોકનો નાશ કરે તોપણ નથી તો નાશ કરતો કે નથી તો બંધાતો—ભગવાનની આ ઉક્તિનો સ્પષ્ટ આશય શો ? એવા માણસને જુલ્મી થવાનો આ પરવાનો તો નથી ?

ભગવાનની આ ઉક્તિમાં અનાસક્તિનો મહામહિમા બતાવવાનો આશય છે. આત્માની પ્રસાદી કેવી હોય છે તે દર્શાવવાનો હેતુ છે. આ બહાના હેઠળ લોકની કતલ કરવાને મંજૂરી આપવી એ હેતું નથી. કેમકે જે આવી સ્થિતિએ પહોંચે તેને માટે હિંસા અશક્ય થઇ રહે છે. સંપૂર્ણ સાધના પછી જ આ સ્થિતિ શક્ય હોય છે. આથી અહીં જુલ્મી થવાને માટે ભગવાનનો મહોરસિક્કો નથી. એક આદર્શ સ્થિતિનું, પણ સત્ય ધ્યાન છે. આથી અહીં નિરહંકાર નિર્લેપ મતિના મહામહિમાનું ભગવાન ગાન કરે છે. બ્રાહ્મી સ્થિતિનું વર્ણન કરે છે.

પ્રશ્ન ૧૧ : કર્મચોદના અને કર્મસંગ્રહ એટલે શું ?

સંસ્કૃતમાં 'ચોદના' શબ્દ પ્રેરણા વાચક છે. અર્થાત્ ચોદના એટલે પ્રવર્તક—મન વાણી તનથી માણસ લૌકિક કે વૈદિક જે કાંઇ કરે તે

કરવામાં પ્રેરણા કરનાર–તે કરવામાં પ્રવર્તક તરીકે જ્ઞાન, જ્ઞેય કે પરિજ્ઞાતા હોય છે. ઇષ્ટ કે અનિષ્ટરૂપ વસ્તુમાત્રને જાણવાને જાણવાનું સાધન એટલે જ્ઞાન. જ્ઞાન દ્વારા જાણવા જેવી વસ્તુમાત્ર એટલે જ્ઞેય. અને જ્ઞેયને જ્ઞાન દ્વારા જાણનાર એટલે પરિજ્ઞાતા – જીવ. અર્થાત્ સ્થૂલ ભૌતિક પદાર્થથી માંડીને સૂક્ષ્મતમ્ પરમાત્મા સુધીનાં બધાં જ્ઞેય છે. ઇન્દ્રિયથી માંડીને પરપ્રત્યક્ષ સુધીનાં તમામ જ્ઞેયને જાણવાનાં સાધન છે. અને એ જ્ઞાનનો આશ્રય, ભોક્તા–જીવ છે. અજ્ઞાનને લઇને જ જ્ઞેયમાં જ્ઞાતા પ્રવર્તે છે. આથી આ ત્રણને ચોદના કહેવામાં આવે છે. કર્મસંગ્રહ એટલે કર્મોનું આશ્રયસ્થાન. કર્મમાત્ર કરણ, કર્મ અને કર્તામાં એટલે કે પહેલી. બીજી અને ત્રીજી વિભક્તિમાં સાક્ષાત્ રહે છે. અર્થાત્ કર્તા હોય, કરણ હોય તો કર્મ થાય. કર્તાની પહેલી, કર્મની બીજી અને કરણની ત્રીજી વિભક્તિ છે. કર્તા–જીવાત્મા, ઇન્દ્રિયાદિ કરણ–સાધન દ્વારા ક્રિયાના વિષયરૂપી જગતમાં–કર્મમાં પ્રવર્તે છે. સંપ્રદાન વગેરે વિભક્તિઓ પરંપરાએ ઉપકારક હોવા છતાં સાક્ષાત્ ક્રિયાનો આશ્રય થઈ શકતાં નથી.

પ્રશ્ન ૧૨ : સાત્વિક વગેરે ત્રિવિધ જ્ઞાનનું લક્ષણ શું ?

જે જ્ઞાન દ્વારા માણસ નામ, રૂપ, જાતિ, ગુણ, કર્મ વગેરે દ્વારા પરસ્પર ભિન્ન પ્રાણીમાત્રમાં અવિભક્ત, એકરસ, અવિનાશી, આત્મસત્તાને સમજી શકે છે તે જ્ઞાન સાત્વિક જ્ઞાન છે. જે જ્ઞાન દ્વારા પ્રાણીમાત્રમાં રહેલી એકરસ પરમાત્મ સત્તા ન જણાય પણ પ્રાણીમાત્રમાં દેહભેદે સુખદુઃખાદિ યુક્ત આત્મભેદ જ સમજાય તે જ્ઞાન રાજસ જ્ઞાન છે. પ્રકૃતિના કોઇ એકાદ કાર્યમાં જ "આજ બધું છે" એવો અલ્પ ખ્યાલ સજ્જડપણે ચીટકી બેસે, જે સમજ પાછળ યુક્તિયુક્તતા ન હોય, જેમાં સાચનો ગંધ ન હોય, જે જ્ઞાન તુચ્છ હોય તે તામસ જ્ઞાન છે.

પ્રશ્ન ૧૩ : સાત્વિક, રાજસ અને તામસ કર્મનું સ્વરૂપ શું ?

જે કર્મ નિયત હોય, અનાસક્તપણે કરવામાં આવે, રાગદ્વેષથી રહિત હોય, કરનારનામાં ફલની લાલચ ન હોય, તેવા કર્મને સાત્વિક કહે છે. જે કર્મ કરવામાં કરનાર ફલેચ્છાથી પ્રેરાયો હોય, જેમાં અહંભાવ હોય, જે કરવામાં મહા-આયાસ હોય તે રાજસ. જેમાં પરિણામ પ્રત્યે બેદરકારી હોય, જેમા ધન વગેરેના ક્ષયનો ખ્યાલ ન હોય, જેમાં પ્રાણીની પીડા હોય, જેમાં પોતાની શક્તિનો સ્પષ્ટ ખ્યાલ ન રાખવામાં આવ્યો હોય, જે મોહને લઇને કરવામાં આવ્યું હોય તે તામસ કર્મ છે.

**પ્રશ્ન ૧૪ : સાત્વિક, રાજસ અને તામસ કર્તાને કેમ ઓળખવો ?**

જે સંગરહિત હોય, નિરહંકારી હોય, ધીરજ, ઉત્સાહથી સદૈવ ભરપૂર હોય, સિદ્ધિ કે અસિદ્ધિથી હર્ષ કે શોકરૂપી વિકારને અધીન ન થાય, તેવો કાર્યકર્તા સાત્વિક કહેવાય. જે રાગદ્વેષથી વીંધાય, કર્મફળને માટે લાલચુ હોય, હિંસક અને અપવિત્ર હોય, હર્ષ શોકને વશ થઇ વર્તે તે રાજસ. જેનું ચિત્ત ચંચળ, જે અસંસ્કારી હોય, અનમ્ર, ગૂઢપણે સામાનું અપ્રિય કરે એવો, પારકાને અવમાનનારો, આળસુ, સદા રડતી સિકલવાળો, અને દીર્ઘસૂત્રી હોય તે તામસ કર્તા.

**પ્રશ્ન ૧૫ : બુદ્ધિ, પ્રવૃત્તિ અને ધૃતિના ત્રણ ત્રણ ભેદ કહ્યા છે તો તેમના આકાર શા ?**

સાત્વિક બુદ્ધિ પ્રવૃત્તિ નિવૃત્તિને જાણે છે. કાર્ય અને અકાર્યને સમજે છે, ભય નિર્ભયતાને સમજે છે, બંધ અને મોક્ષનો વિવેક કરી શકે છે, રાજસબુદ્ધિ ધર્મ અને અધર્મ, કાર્ય અને અકાર્યને ઠીક ઠીક વિવેકપૂર્વક સમજી શકતી નથી. તામસ બુદ્ધિ ધર્મને અધર્મ માને છે, તમોગુણથી ભરપૂર હોય છે, બધું જ ઊંધું સમજે છે. સાત્વિક ધીરજ મન, પ્રાણ, અને ઇન્દ્રિયોની ક્રિયાને યોગવડે ધારણ કરી શકે છે. જે ધીરજ ધર્મ અર્થ અને કામને ધારણ કરે છે પણ આસક્તિને લઇને ફલ માટે ફાંફાં મારે છે તે રાજસ ધીરજ. જે ધૃતિ સ્વપ્ન, ભય, શોક, વિષાદ, મદને છોડી શકતી નથી તે તામસ ધૃતિ.

**પ્રશ્ન ૧૬ : ત્રણ પ્રકારનાં સુખની વ્યાખ્યા શી ?**

જે સુખ આરંભે ઝેર સમું લાગે અર્થાત્ જે સાચાં સુખની પ્રાપ્તિ માટે બુદ્ધિની નિર્મલતા સાધવામાં માણસ લગભગ થાકી જાય, નિષ્કામ કર્મયોગના ઉપર દ્વેષ થઇ આવે અને આથી શરુઆતમાં ઝેર જેવું કડવું લાગે પણ પરિણામે જે અમૃત સમું મીઠું લાગે એવાં, આત્મબુદ્ધિની પ્રસન્નતામાંથી જન્મેલા સુખને સાત્વિક જાણવું. જે સુખ શરુઆતમાં અમૃત જેવું મીઠું લાગે પણ આખરે ઝેર જેવું થઇ રહે તે સુખ રાજસ ગણાય. આ રાજસ સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી જન્મે છે. એટલે આરંભે એમાં મહેનત ન હોઇને એ મીઠું લાગે છે. પણ એ વિષયજન્ય સુખ બળ, વીર્ય, રૂપ, પ્રજ્ઞા, મેધા, ધન, ઉત્સાહ, વગેરેનો ધીરે ધીરે પણ ચોક્કસપણે

નાશ કરે છે. અને બળ વગેરેના ધીગ ક્ષયને લઇને છેવટે સુખલાલસા વધેતી હોઇને અને ભોગની શક્તિ ઘટની હોઇને અકથ્ય ઝેર જેવુ કડવુ દુખ પેદા કરે છે. ઉપરાત જે સુખ આરભે અને અતે આત્માને મૂર્છિત કરે છે, તે સુખ તામસ સુખ છે નિદ્રા, આળસ, અને પ્રમાદમાથી એ જન્મે છે આરભ અને અતમા જે મૂર્છિત કરે તે વચમાં પણ તેવુ જ જાણવુ.

**પ્રશ્ન ૧૭ : કોઇપણ ત્રણગુણથી મુક્ત નથી એટલે શુ ?**

કાર્યમાત્રમા ત્રિગુણની એટલે કે તેના કાર્યોની અસર વ્યાપ્ત છે અને આજ જો પરિસ્થિતિ છે તો સાધકને માટે એમા ભારે સૂચન છે કોઇના દોષ ઉપર તેનાથી દૃષ્ટિ ન ફેકાય આ એક મુખ્ય સૂચન છે વળી દેવો પણ રજોગુણ અને તમોગુણની અસરથી મુક્ત ન હોય તો પછી ત્રિગુણાત્મક કોઇપણ સ્થિતિ અદેખાઇ કરવા જેવી નથી ત્રિગુણથી પર થવામા જ માનવવિવેકની પરમ શોભા છે એ અહીં ધ્વનિ છે,

**પ્રશ્ન ૧૮ · બ્રાહ્મણ વગેરેના કર્મો સ્વભાવથી ઉપજેલા ગુણોથી વહેચાયેલા છે એટલે શુ ?**

સ્વભાવ એટલે જન્મજન્માન્તરમા સચિત થયેલી, જીવનના તમામ ક્ષેત્રમા વ્યાપક અને પ્રવર્તક વાસનાઓની અસર આ વાસનાઓની પ્રવર્તક અસર જીવનમાં નિયામક હોય છે એ ત્રણે ગુણને પોતાના સ્વરૂપ અનુસાર પ્રધાન ગૌણ ભાવે પ્રકટાવે છે આથી આપણે જીવે જીવે ગુણભેદ જોઇએ છીએ જે ગુણનો જે વખતે પ્રાદુર્ભાવ હોય છે તે ગુણના કાર્યો તે વેળા પ્રકટે છે અને ગુણો તો ક્ષણ પરિણામી છે આથી જેનામા ઘણી વખતે જે ગુણ પ્રકટતો હોય તે ગુણથી તેની પ્રકૃતિનુ નામ પડે છે આ ધોરણે જ સાત્વિક રાજસિક અને તામસ પ્રકૃતિનો નિર્ણય થાય છે એ પ્રકૃતિ અનુસાર કર્મનો ભેદ પડે છે સ્વભાવ ગુણને અને ગુણ કર્મને નિયમિત કરે છે આથી બ્રાહ્મણાદિ પ્રકૃતિ એ ગુણવાચક છે જાતિ વાચક નથી જન્મથી બ્રાહ્મણત્વ વગેરેનો નિર્ણય ઉપયોગી હશે, વ્યવસ્થા જાળવવામા મદદરૂપ થયો હશે પણ એ નિર્ણય વૈજ્ઞાનિક નિર્ણય નથી ગુણ મેં વર્ણભેદ સનાતન નિયમ છે પણ જન્મે જાતિ નિર્ણય વિવેકવિધુર છે. વર્ણવ્યવસ્થા આપણી દુનિયાને વરદાન સમી ભેટ છે, જાતિ વ્યવસ્થા આપણી દુનિયાને અને આપણને પોતાને શાપસમી ભેટ છે વર્ણવ્યવસ્થા સનાતન ધર્મનુ જીવન છે. જાતિભેદ

એનું કલંક છે. વર્ણભેદ કુદરતરચિત છે. જાતિભેદ માનવમતિનું તોફાન છે. સ્વભાવ પરિવર્તન દ્વારા કોઇપણ બ્રાહ્મણ થઇ શકે છે. અને સૌએ સાચા બ્રાહ્મણ થવું રહ્યું. એ તો સૌ શાસ્ત્રોનો એકમાત્ર મર્મ છે.

**પ્રશ્ન ૧૯ઃ** દરેક વર્ણનાં સ્વભાવજન્ય કર્મ કયાં ?

ઉપર કહ્યું તેમ બ્રાહ્મણ એ પ્રકૃતિનું નામ છે. ક્ષત્રિય એ પ્રકૃતિનું નામ છે. અર્થાત્ તે તે ગુણનો સમુદાય - અમુક બ્રાહ્મણ છે એ નક્કી કરી આપે છે. આથી જે બ્રાહ્મણ હશે તે અંતરથી પ્રશાંત, જિતેન્દ્રિય, પવિત્ર, ક્ષમાશીલ, આર્જવશાળી, જ્ઞાની, વિજ્ઞાની, અને આસ્તિક હશે. ક્ષત્રિય, શૂરવીર, તેજસ્વી, ધૈર્યશીલ, દક્ષ, પ્રાણ સાથે ખેલ ખેલનારો, દાની અને સત્તા શોખીન હશે. પશુપાલન અને વેપાર એ વૈશ્ય પ્રકૃતિનાં ચિહ્ન છે. નોકરીનું વલણ શૂદ્ર સ્વભાવનું ઘોતક છે, ઉમદામાં ઉમદા આત્માનું જે ઓછામાં ઓછાં ઉમદા હેતુ માટે વેચાણ કરી આપે તે શૂદ્ર. પણ સાચો શૂદ્ર તો સેવાભાવી હશે.

**પ્રશ્ન ૨૦ :** પોતપોતાનાં કર્મમાં મનુષ્યે રત શાને રહેવું ઘટે ? સ્વકર્મમાં રતને સિદ્ધિ કેવી રીતે મળે ?

વારંવાર કહેવામાં આવ્યું છે કે કેવળ કર્મની બીલકુલ ઓછી કિંમત છે. કર્મ તો માત્ર નિમિત્ત છે, ચલણી સિક્કો છે. એ કર્મ કરવા પાછળનો હેતુ અગત્યનો છે. કર્મમાત્ર ઇશ્વરની પૂજા થઈ શકે છે. અને ઇશ્વરનું તર્પણ જ કર્મમાત્રનો એક માત્ર આશય હોવો ઘટે. આથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ગણાવા માટેની પડાપડીમાં વિવેક નથી. જે જીવ જ્યાં છે ત્યાં જ તેના ઉદ્ધાર માટે પૂર્ણ વ્યવસ્થા છે પોતાને બ્રાહ્મણ તરીકે પ્રસ્થાપિત કરવાથી ઉદ્ધાર નથી. પોતાને શૂદ્ર તરીકે માનીને બળવાની જરૂર નથી. બ્રાહ્મણ માનવા મનાવવાથી જીવન સિદ્ધિ મળી જતી નથી. શૂદ્ર કોટિમાં ગણાવાથી ઇશ્વરને મળવાનાં-જીવન સિદ્ધિ પ્રાપ્ત કરવાનાં દ્વાર બંધ થઈ જતાં નથી. જીવનની પરમસિદ્ધિને માત્ર કર્મ આવતાં નથી. કર્મની પાછળ પ્રેરક હેતુ જો ઇશ્વરની પ્રસન્નતા સાધવાનો જ હશે, વિશ્વાત્માનું તર્પણ જ હશે, તો કોઇપણ યોનિમાં, કોઇપણ દેશમાં, કોઈપણ કાળ કે જાતિમાં જીવનસિદ્ધિ મળશે. તે નહીં હોય તો કોઇપણ ઠેકાણે તે નહીં મળે. આથી સૌએ પોતપોતાની જગ્યામાં જ -રહીને પોતપોતાના જ કર્મોમાં રત રહીને પ્રસન્ન તર્પણ કરવું જરૂરી છે.

જાતિ, વર્ણ, ધર્મ કે કર્મ વગેરેની ફેરબદલી કરવાની બીલકુલ જરૂર નથી, એવો પ્રયત્ન સાચી સમજના તરફ આંખમીંચામણાં બતાવે છે. આ આંતરદૃષ્ટિ છે. એ દૃષ્ટિને અત્યાચાર ભાવે છે એમ માનવાની જરૂર નથી. પણ વિશુદ્ધ જીવનની ઉન્નતિ કરનાર દૃષ્ટિ એજ છે. આથી સ્વકર્તવ્યપરાયણતા અને તે દ્વારા ઇશ્વરતર્પણ–માનવજાતને પીડતા અનેક ઉપદ્રવો અને રોગોનું એક માત્ર રામબાણ ઓસડ છે. વ્યક્તિ અને સમષ્ટિ જ્યાં સુધી દાર્શનિક ન થાય, સત્યાનુકૂલ ન થાય ત્યાં સુધી ઊંચનીચના એવા ખ્યાલો વગેરે મહામારીઓ નહીં જ ટળે. સાચી સમજનો ફેલાવો અને સ્વીકાર એજ એક માત્ર માનવ-જાતિના ઉદ્ધારનું સાધન છે.

**પ્રશ્ન ૨૧ : સ્વધર્મ અને પરધર્મ એટલે શું? એમાં સ્વધર્મનું આચરણ જ કેમ પ્રશસ્ત છે?**

સ્વધર્મ એટલે પ્રકૃતિ અને શાસ્ત્રે પોતાને માટે જે કર્તવ્ય નક્કી કર્યું હોય તે. દરેક માનવને પોતાનુ કર્તવ્ય હોય છે. આ સ્વકર્તવ્ય એટલે સ્વધર્મ. પરધર્મ એટલે પારકાનું કર્તવ્ય, બ્રાહ્મણોને માટે ભણવું ભણાવવું એ,સ્વધર્મ કહેવાય. તેજ જો સુથારી કામ લઈ લે તો તે પરધર્મ થયો ગણાય! સ્વધર્મનું આચરણ જ પ્રશસ્ત છે. કેમકે તેને માટે માણસ વધારેમાં વધારે લાયક હોય છે તે કરવામાં તેને ઓછામાં ઓછી મુશ્કેલી હોવી જોઇએ. સ્વભાવને અનુકૂલ કર્મ કરવાં સહેલાં છે. તેમાં જલદી સિદ્ધિ મળે છે. તેમાં સમાજ ધારણ છે. જે સમાજમાં સ્વકર્તવ્ય પરાયણ મનુષ્યો જ હોય તે સમાજ આદર્શ લેખાય. પરધર્મમાં કુશળતા મેળવવા માટે સ્વભાવ વિરુદ્ધ વર્તન કરવાનો યત્ન છે. અને તેમાં સરળતા નથી. પોતપોતાના કાર્યમાં જો સૌ સંલગ્ન થઇ જાય તો દુનિયાની અનેક સમસ્યાઓનો ઉકેલ થઇ જાય. આ વાત આગળ પણ અનેકવાર ચર્ચી છે. એટલે વધુ વિસ્તાર કર્યો નથી.

**પ્રશ્ન ૨૨ : નૈષ્કર્મ્ય સિદ્ધિ એટલે શું? સંન્યાસથી નૈષ્કર્મ્યની સિદ્ધિ કેવી રીતે મળે?**

બધું કરવા જેવું કરવા છતાં કશું જ કર્યું નથી એવી આત્મજ્ઞાનની નિષ્ઠામાંથી પેદા થતી પ્રતીતિસ્વરૂપ હૃદયની અવસ્થા—અર્થાત્ કર્તૃત્વના ખ્યાલની સંપૂર્ણ નિવૃત્તિ. કર્તૃત્વ અને ભોક્તૃત્વ એ અવળી સમજમાંથી પેદા થયેલાં ભૂતો છે. એ બન્નેની આત્મજ્ઞાનની નિષ્ઠાને લઇને સ્વયમેવ નિવૃત્તિ એટલે નૈષ્કર્મ્ય. આ નૈષ્કર્મ્ય નિષ્ક્રિયતા નથી. અનિક્રિયામાં એ અતિ–ક્રિયા છે.

અતિ પ્રકાશ અને અતિ અંધકારમાં જેવો તફાવત છે તેવો જ આ નૈષ્કર્મ્ય અને નિષ્ક્રિયતામાં છે. વળી આ નૈષ્કર્મ્યની અવસ્થા સંન્યાસથી એટલે કે ફલત્યાગથી થાય છે. આત્માની પ્રાપ્તિથી અને તેજ આપણું સ્વરૂપ હોઈને બીજું કશુય પ્રાપ્ત કરવાનું બાકી ન હોવાથી, અસંગતાની પ્રતીતિ થવાથી જાતે અત્યંત અસગ થઇ જવાની કળા એટલે ફલત્યાગ. આ ફ્લત્યાગની પરિપક્વ અવસ્થા તે નૈષ્કર્મ્ય છે.

પ્રશ્ન ૨૩ : જ્ઞાનની પરાનિષ્ઠા એટલે શું ?

જે જાણ્યા પછી કશું જ જાણવાનું બાકી નથી એવો આંતર નિશ્ચય થઇ જાય, જે જાણવાથી અંતર તૃપ્ત થઇ જાય, જે જાણવાથી ન જાણવા જેવું છતાં જણાઇ ચૂકેલું વાંઝીઉં થઇ જાય, જે જ્ઞાનથી કરવા જેવું બધું થઇ ચૂકે અને કશું બાકી ન રહે, જે જાણવાથી કદી તેમાંથી ચ્યુત ન થવાય, જેમાં કેવળ સચ્ચિદાનંદરસનો જાત અનુભવ થયા કરે તે જ્ઞાનની પરાનિષ્ઠા છે! એ જ્ઞાનની અંતિમ ભૂમિકા છે. ટૂંકમાં આત્મસ્વરૂપ ભગવાનનું જાત અનુભવથી સ્ફુરેલું જે ઋતજ્ઞાન તે જ્ઞાનની પરાનિષ્ઠા છે.

પ્રશ્ન ૨૪ : પરમાત્માનો અનુભવ કરનારામાં કઇ સાધન સંપત્તિ જરૂરી છે ?

અત્યંત નીતરી બુદ્ધિ, ધીરજપૂર્વક જાતનું નિયમન, શબ્દાદિ વિષયોનો અંતરથી ત્યાગ, રાગદ્વેષમાં તટસ્થ થવાની કળા, એકાન્તસેવા માટે હૃદયથી અભિરુચિ, હિતકર, મિત, અને પવિત્ર આહાર, તન મન વચનના ઉપર કાબૂ, હંમેશા પ્રાણીમાત્રમાં અંતરાત્મ સ્વરૂપે વર્તી રહેલા પરમાત્માનું સ્મરણ, વૈરાગ્ય, અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહનો ત્યાગ; નિર્મમતા અને શાન્તિ, આટલી સાધન સંપત્તિ ભગવાનના અનુભવ માટે જરૂરી છે. ભગવાનને પામી ચૂકેલામા આ બધીય સંપત્તિ સિદ્ધાવસ્થામાં હોય છે. એ રસ્તે પડી ચૂકેલા માટે એ માર્ગદર્શક છે. આ બધાય ગુણોના વિકાસ વિના પ્રભુપ્રાપ્તિ મુશ્કેલ છે.

પ્રશ્ન ૨૫ : બ્રહ્માનુભવ કરી ચૂકેલા આત્માની આંતરસ્થિતિ કેવી હોય છે ?

બ્રહ્માનુભવ કરી ચૂકેલો આત્મા હંમેશાં પ્રસન્ન હોય છે. તેને નથી પ્રિયવિયોગનો સંતાપ કે નથી પ્રિયયોગનો હર્ષ. પ્રાણીમાત્રમાં એકરસ

આત્મદર્શન એ એની મહા કમાણી હોય છે. તેવો પુરુષ પરમાત્મા ઉપર પરમપ્રેમ પ્રાપ્ત કરે છે. એટલે કે પ્રાણીમાત્ર તેના પ્રિયના જ પ્રતિબિંબો છે એવી તેની ગાઢ અફર દૃષ્ટિ હોઇને તેને પ્રાણીમાત્ર–ચરાચર જગતની આત્મભાવે સેવામાં પરમાનન્દ મળે છે. ઘાસના તણખલાથી માંડીને તે બ્રહ્મા પર્યન્ત, જડચેતન સર્વત્ર તે એક જ પરમાત્માની અનન્ત અકલ લીલા સાક્ષાત્ ભાળે છે. અને આથી તેને માટે જડ ચેતન બધુંય પરમ પ્રેમાસ્પદ હોય છે, એટલે કે સૌની આત્મભાવે સેવા જ તેના જીવનનો નીતરો આનંદ હોય છે. તેવો પુરુષ ભગવાન જેવડા છે, જેવા છે, જ્યાં છે, જે સ્વરૂપ છે તે બધુંય પરમ પ્રેમને લઇને જાણે છે. અને ત્યારબાદ તદ્રૂપ થઇ જાય છે। આવરણ, મલ અને વિક્ષેપ માત્રનો સંપૂર્ણ નાશ અને અનાવૃત્ત સંપૂર્ણ આત્માનું દર્શન અને તેનો નિત્યાનંદ એજ તેની આંતર પરિસ્થિતિ હોય છે

પ્રશ્ન ૨૬ : બધા કર્મો કરવા છતા કયા ઉપાયે શાશ્વત પદ પમાય? ઇશ્વરના પ્રસાદથી જ જો શાશ્વત પદ મળતુ હોય તો પછી પુરુષાર્થને અવકાશ ક્યાં?

શાશ્વત પદ એટલે હમેશા એકરસ રહેનારું સ્થાન અને આવુ સ્થાન એક જ છે અને તે આત્માનુ, કેમકે સદૈવ એકરસ અને સ્વરસપ્રતિષ્ઠ જ રહે છે. બધાય કર્મો કરવા છતાં એ પરમાત્માનુ શાશ્વત પદ પામવાનો એકમાત્ર ઉપાય છે તેનો—પરમાત્માનો વ્યપાશ્રય એટલે કે ભગવાનનો પાલવ પકડવો તે તદ્દન નિષ્કપટ સરળ હૃદયભાવે બાળકની માફક ભગવાનને ખોળે પોતાનુ સમગ્ર જીવન ધરી દેવુ એટલે વ્યપાશ્રય બીલાડીનુ બચ્ચુ જેમ મ્યાઁઉ કરતા જ જાણે છે, પોતાની માતાને કેમ વળગવુ એની પણ તેને ખબર નથી તેમ જેને પ્રભુને પોકારતાં જ આવડે છે–તેના નામનુ રટણ જ આવડે છે, ભગવાનને જે પોતાનો કબજો લેવાની ફરજ પાડે છે તે વ્યપાશ્રયનુ રહસ્ય જાણે છે આજુબાજુ ખીણ હોય એના સાકડા રસ્તા ઉપર પિતા સાથે ચાલતુ બાળક જો પોતે પિતાનો પાલવ પકડે તો સંભવ છે કે આમતેમ જોતા તે કદાચ ગબડી જાય અને તેની પકડ છૂટી જાય. પણ જો પિતા જ બાળકને પકડીને ચાલે તો પડવાનો અને ખોવાઇ જવાનો સંભવ જ નથી। ભગવાનના શરણુ ગ્રહણથી તેની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે અને ભગવત્પ્રસાદ માટે અશક્ય કશું જ નથી। ભગવાનના પ્રસાદથી જ શાશ્વત પદ મળે છે. એમા રહેજે શકા નથી અને તેથી પુરુષાર્થનો અવકાશ રહેતો નથી એ વાત જ ગલત છે ભગવાનનો પ્રસાદ મેળવવા

મારેની લાયકાત મેળવવી એજ પરમ પુરુષાર્થ છે. ભગવાનનો પ્રસાદ તો સૂર્યના પ્રકાશની માફક સર્વત્ર એકરસપણે પથરાયેલો જ છે. પણ દર્પણ જેમ સૂર્યપ્રકાશને ગ્રહણ કરવા યોગ્ય હોય છે તેથી તેમાં સૂર્યતેજ પ્રતિબિંબિત થાય છે તેમ ભક્તહૃદય ભગવત્પ્રસાદને પ્રતિબિંબિત થવાનું દૈવી મુકુર છે. હૃદયની એ વિશારદી પવિત્રતા મેળવવાના પ્રયત્નમા સમસ્ત પુરુષાર્થ ક્ષીણ થઈ જાય છે.

**પ્રશ્ન ૨૭ :** ભગવાન અર્જુનને " મચ્ચિત્ત " બનવા કહે છે–શાને? ભગવાન કહે છે કે જો તું મારુ નહીં સાંભળે તો નાશ પામીશ–ભગવાનની અહીં દાદાગીરી નથી?

માણસ પોતાની શક્તિનો આંક ખોટો મૂકે છે. પોતે અલ્પજ્ઞ અને અલ્પશક્તિ છે છતાં પોતાને વિષેનું આ સત્ય તે વિના કચવાટે સ્વીકારતો નથી. જેને હૃદયમાં પોતે સાચે જ અલ્પજ્ઞ અને અલ્પ શક્તિ છે એવી નિર્મલ પ્રતીતિ થાય છે તેને માટે ભગવચ્ચિત્ત થવું જ એકમાત્ર યોગ્ય છે. કેમકે તેમાં જ પોતાના અહંભાવની ગ્રંથિનું ભેદન સમાયેલું છે. જ્યાં સુધી જીવ ભગવાનમાં પોતાનું હૃદય પરોવતો નથી ત્યાં સુધી તેના હૈયાના સનાતન મેલની ગાંઠો ધોવાતી કે કપાતી નથી અને ત્યા સુધી જીવનની નિરામયતા પ્રાપ્ત થતી હથી. સ્વાભાવિક સ્વરૂપનિષ્ઠ શાંતિ મળતી નથી. આથી ભગવાન અર્જુનને જ્યારે ભગવચ્ચિત બનવા કહે છે ત્યારે પરમ હિતૈષી તરીકે જ વર્તે છે. વળી જે જીવ ભગવાનનું નહીં સાભળે તે કોનું સાંભળે? ભગવાન જીવને માટે પરમ આપ્ત છે. પરમ હિતચિંતક છે. જીવનું હિત જ તેના હૈયામાં વસે છે. અને જ્યારે મારું કહ્યું તું સાંભળ અને કર એવો જ્યારે આગ્રહ કરે છે ત્યારે તેમા દાદાગીરી જેવી એ ભદ્રમંગળ પુરુષનું દર્શન છે. અહીં દાદાગીરી નથી પણ પરમ સત્યનો નિષ્કલેશભાવે સ્વીકાર કરવાની ચેતવણી છે.

**પ્રશ્ન ૨૮ :** પ્રકૃતિ તને પ્રેરશે–એમ જ્યારે પ્રભુ કહે છે ત્યારે પુરુષાર્થની ઓછી કિંમત આંકે છે એમ નથી લાગતું?

પુરુષાર્થની ખરી કિંમત જ પ્રભુ અહીં આંકે છે. પ્રકૃતિ તને પ્રેરશે અને તેનું ધાર્યું તારી પાસે કરાવશે માટે તું પ્રકૃતિની વિરુદ્ધ ન જા. પણ

પ્રકૃતિને અનુકૂળ થઇ જઇને તે દ્વારા તારો આત્મલાભ સાધી લે એવો અહીં અર્થ છે. સ્વભાવ સામે લડવામાં ખરી શક્તિ નથી. પણ સ્વભાવને અનુકૂળ થઈ જઇને એવી રીતે વર્તવું કે જેથી સ્વભાવ વિરુદ્ધ જવાય નહીં અને અને પ્રકૃતિને વશ થવાય નહીં. ક્ષત્રિયનો લડવું એ જો સ્વભાવ જ હોય તો લડવું. ન લડવાનો હઠાગ્રહ ન રાખવો પણ રાગદ્વેષને વશવર્તીને લડવું કે તેને ન વશ થઇને લડવું એ આપણા હાથની–એટલે કે પ્રબળ પુરુષાર્થના હાથની વાત છે. આથી અહીં તો પરિસ્થિતિ માત્રમાંથી આત્મલાભ ઉઠાવવાની પ્રભુ આવી બતાવે છે.

**પ્રશ્ન ૨૯ :** ઇશ્વર સૌને ભમાવે છે–એમા ઇશ્વરને શો આનન્દ? ક્યા કારણે ભગવાન પ્રાણીમાત્રને ભમાવતા હશે?

સૌને ભમાવવું એનો અર્થ એ તો નથી કે સૌને બ્રાન્તિમાં નાખવા. સૌને બ્રાન્તિમા રાખનાર ઇશ્વર સમજી શકાય એમ નથી. આથી સૌને ભમાવવું એટલે કે તે તે કર્મમા અધ્યક્ષ હોઇને પ્રવર્તાવવું. સૌને પોતપોતાના કર્મમા પ્રેરક ઇશ્વરને સ્વકર્તવ્ય કર્યાનો નીતરો આનંદ હોઈ શકે છે. પરતુ ઇશ્વર તો આનન્દમય જ છે. એટલે એનો આનંદ ક્યાંથી પણ આવતો નથી. સમસ્ત બ્રહ્માંડ એની લીલા છે. અને આથી જ એ ભમાવે છે અને આનન્દ લૂટે છે એમ કહેવુ એ 'કચવાટપૂર્વક કહેવામાં ઔચિત્ય નથી. પ્રાણીને ભમાવવાપણું એ ઇશ્વરનો વાંક નથી.' પ્રાણીમાત્ર ઇશ્વરને એ બાબતમાં માનો કે પરવશ કરી મૂકે છે. ભગવાન સૌને ભમાવે છે કેમકે સૌને ભમાવવામા હેતુ છે "યન્ત્રારૂઢતા" એ ભ્રમણમાં હેતુ છે. યંત્ર એટલે સચો. શરીરરૂપી અદ્‌ભુત સચો એટલે અહીં યત્ર છે. એ શરીરના ઉપર એજ આત્મા છે, એ ભાવે જે ચડેલા હોય છે તે બધાને ભગવાન ભમાવે છે. અને કોઇક જ એવા નથી જે શરીર ઉપર આત્મભાવે આરૂઢ નથી અર્થાત્ જ્યાં સુધી દેહાત્મબુદ્ધિ કાયમ છે ત્યાં સુધી જીવમાત્રને ભગવાન ભમાવે છે આ ભમાવવામાં ભગવાનનો આશય અત્યત નિર્મળ છે. પોતાનો જ અંશ દેહારૂઢ થઇને અવનતિ પામે એ ભગવાનને પસંદ નથી. આથી ભ્રમણે ભ્રમણે ભગવાન જીવને પ્રબુદ્ધ થઇ ભ્રમણમાંથી છૂટવા માટે તક આપે છે. આથી પ્રાણીમાત્રને ભમાવતા ઇશ્વર જુલ્મી નથી. પરમ દયાળુ છે. આ એક પીઢ સાચી સમજનો સવાલ છે.

પ્રશ્ન ૩૦ઃ ભગવાન અર્જુનને ઇશ્વરને શરણે જવા કહે છે-તો ઇશ્વરને શરણે કેવી રીતે જવાય ! ઇશ્વરને શરણે જનારને આત્મલાભ કયો મળે છે ?

ઇશ્વરને શરણે જવાને માટે ઇશ્વરની અસ્તિ માટે પોતાની અસ્તિ કરતાં પણ વધારે ગાઢ શ્રદ્ધા હોવી ઘટે. ઇશ્વર જ આપણું સર્વસ્વ છે એવી પ્રતીતિ હોવી ઘટે. ઇશ્વર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે એવી ખાત્રી હોવી ઘટે. પરમાત્મા સર્વદુઃખભંજક છે એવી ગાઢ પ્રતીતિ હોવી ઘટે. ભગવાન જ ભજવા યોગ્ય છે અને તેને ભજવા એ પરમ કર્તવ્ય છે એવી દૃષ્ટિ હોવી ઘટે. આ રીતે પરમપ્રેમાસ્પદ પરમાત્માને જાણીને જે, તન મન વચનથી સર્વ દુઃખની નિવૃત્તિ માટે ભગવાનને શરણે જાય છે તે તરે છે. પરમાત્માને શરણે કોઇપણ હેતુપૂર્વક જવાતું યદ્યપિ હોતું નથી કેમકે તેજ શરણ્ય છે એ સત્ય છે, છતાં જીવજાન ફલશ્રુતિથી પ્રેરાય છે, તેને પ્રાપ્તવ્યની કલ્પના ન આપવામાં આવે ત્યાં સુધી તે પ્રવૃત્ત થતો નથી. આથી શરણાગતિ માટે પણ તેને હેતુ જોઇએ છે. બાકી શરણાગતિમાં જે આનંદ છે, જે શાંતિ અને સમાધાન છે, જે અમોઘવીર્ય હોય છે તે વાચાનો વિષય નથી. ભગવાનને શરણે જનારનો આત્મલાભ ભગવત્પ્રાપ્તિ એજ છે. સૌ પ્રાપ્તિની એકમાત્ર પ્રાપ્તિ એ શાશ્વતસ્થાનની પ્રાપ્તિ છે. શાશ્વત સ્થાન એટલે પ્રભુનું પદ. જીવતાં જીવત પરમાનન્દની પ્રાપ્તિ, સ્વમહિમામાં પ્રતિષ્ઠા, સ્વરૂપનું અનાવૃત દર્શન અને તેમાં કાયમી નિષ્ઠા એજ પરમ લાભ છે.

પ્રશ્ન ૩૨ : ભગવાને રહસ્યતમ વચન કયું કહ્યું છે ? ભગવાનની પ્રતિજ્ઞાનો કદી ભંગ થાય છે ખરો ?

સમુદ્ર મંથનને અંતે જેમ અમૃત, ક્ષીર મથનને અંતે જેમ ઘી, તેમ જીવન મંથનને અંતે ભગવાન અર્જુનને રહસ્યતમ વચન કહે છે. ભગવાન કહે છે.-હે અર્જુન ! મન્મના, મદ્ભક્ત, મદ્યાજી અને મત્પ્રણામી થા. બસ. માનવ જીવનની સંપૂર્ણ સમાલોચના પછી માનવને માટે કર્તવ્ય આજ રહે છે.-આટલું જ કાર્ય છે. હે અર્જુન ! તું મારામાં મનવાળો થા. અર્થાત્ સર્વભૂતોના અંતરાત્મા રૂપે વર્તમાન એવા પરમાત્મામાં તારા મનને લગાવ. નામરૂપના આવરણ નીચે રહેલા ભગવાનને જો. આ ઉપરાંત મદ્ભક્ત થા. અર્થાત્ સર્વાત્મક પરમાત્માનો તું સેવક થા. અર્થાત્ તન મન વચન ધન વગેરે સેવાર્થે જ ભગવાને આપેલા છે, સેવા જ તેનો એકમાત્ર સદુપયોગ છે,

એ સિવાય એનો જે ઉપયોગ તે દુરુપયોગ છે. કોહીનૂરને કોડીની કિંમતે, વેચવાનો મૂઢ પ્રયોગ છે. આથી તારાં તન મન વચન ધન વગેરેને વિશ્વરૂપ પરમાત્માની યથાશક્તિ સેવામાં લગાવી દે. આ ઉપરાંત હે અર્જુન! તું "મદ્યાજી"–મને પૂજનારો થા. સર્વભૂતના હૃદયમાં રહેલા અંતર્યામિને સ્વકર્તવ્યદ્વારા પ્રસન્ન કર. પ્રાણીમાત્ર ભગવાનનું જંગમ મંદિર છે. તેની પૂજા કર. તેની માન–પ્રતિષ્ઠા–સત્કાર કર. તેને પ્રેમથી સત્કાર આ સિવાયની અર્ચના વિડંબના છે. ભૂતમાત્રમાં ભગવાનનું ભાવન એ પરમપૂજા છે. આ ઉપરાંત મને પ્રણામ્ કર. સૌ ભૂતોમાં હું જ વર્તી રહ્યો છું, તો પછી ભૂતમાત્રની આગળ નમ્ર થા. અમાની બન. પ્રાણીમાત્રમાં ભગવાન વર્તી રહેલા છે, એ સમજથી કરેલા પ્રણામ એ ભગવાનનું જ મહાપૂજન છે. ભગવાનની પ્રતિજ્ઞાનો કદી ભંગ થતો નથી. જ્યારે જ્યારે ભંગ થતો જોવો લાગે છે ત્યારે દોષ ભગવાનનો હોતો નથી, માણસનો જ કંઈક અપરાધ હોય છે. ભગવાનની પ્રતિજ્ઞા એ શબ્દમાત્ર નથી. એ પરમસત્યનો ભાષાવતાર છે. અને પરમસત્ય કદી અસત્ય થતું નથી. આથી ભગવાનની પ્રતિજ્ઞા સદૈવ સાચી જ છે. વળી આ તો સ્વાનુભવનો પ્રયોગ છે એટલે છેવટે જાત અનુભવ જ બતાવશે કે ભગવાનને ભજતાં કોઈની લાજ ગઈ નથી. જતી નથી. જશે નહીં.

પ્રશ્ન ૩૨ :–સૌ ધર્મોને તજી મારું શરણું લે–તો સૌ ધર્મો એટલે શું? એમ કરવાનું ફળ શું?

ધર્મ શબ્દ અહીં કર્મવાચક છે. સ્વભાવે કે શાસ્ત્રે વર્ણાશ્રમના કર્મ તરીકે નક્કી કરેલા નિત્ય નૈમિત્તિક કર્મો એટલે ધર્મ. અર્થાત્ કર્મનું શરણ ન લેવું પડે. કરેલાં કર્મો મારું શ્રેય આચરશે, મારું કલ્યાણ કરશે એવી કર્મના ઉપર શરણની બુદ્ધિ તજવી પડે. કેમકે છેવટે ભગવત્પ્રસાદ આગળ કર્મની કશી વિસાત કે તાકાત નથી. કલ્યાણ તો પ્રભુના પ્રસાદથી થાય. કર્મ તેમાં નિમિત્ત બની શકે. પણ તેથી વધુ કશું નહીં. વળી શુભ કર્મો પણ અહંભાવના પોષક, વર્ધક, પ્રેરક અને સ્થાપક બની શકે છે. અને તે રીતનો અહંભાવ પણ અંતરાયરૂપ છે. સત્કર્મો કરવાનાં ભલે તે પણ પ્રભુની દયા જ છે. આવી સમજણ આણીને કર્મો ઉપર મુસ્તાક ન રહેતાં પ્રભુ ઉપર જ ભરોસો રાખવો પડે. પ્રભુના ઉપર રાખેલો ભરોસો કદી એળે જતો નથી. અશરણ અને અસહાય જીવને માટે પ્રભુ શરણ

માર્ગ છે. ભગવાનને શરણે રહેનારની પાપવૃત્તિનું મૂળ નાશ પામે છે. દુઃખ પાપમાંથી પેદા થાય છે. આથી ભગવાન દુઃખભંજક તો છે જ પણ તેથી પણ વધુ દયા તો દુઃખનાં મૂળને ઉજ્જડ કરવામાં જ રહેલી છે. દુઃખના કારણનો જ નાશ—અને સુખના કારણનો જ ઉદય એ ભગવત્પ્રાપ્તિનું મહાફળ છે.

**પ્રશ્ન ૩૩ :** ભગવાને અધિકારીને જ આ ઉપદેશ આપવા કહ્યો છે બીજાને નહીં—ભગવાનની આ વિષમ દૃષ્ટિ નથી?

ભગવાનની દૃષ્ટિ જ ઉચિત છે. તેમાં જ તેની હિતૈષિતા છે અનધિકારીને આપેલો આ ઉપદેશ તેના હૃદયમાં ઠરે નહીં. તેને દ્વેષ પેદા થાય. તે ન રહે ઘરનો કે ન રહે ઘાટનો. તેનો સમય વ્યર્થ જાય. અને કશો ફાયદો તો થાય જ નહીં. આથી અનધિકારીને આ ઉપદેશ ન આપવાનું વિધાન કરનાર પ્રભુ અનધિકારીને બચાવી લે છે. વિષમજ્વરના દર્દીને અન્ન ન આપવાનું વિધાન કરનાર વૈદ્ય દર્દીનો સાચો હિતૈષી છે. વૈદ્ય વિષમવૃત્તિવાળો ન કહેવાય.

**પ્રશ્ન ૩૪ :** ગીતાજીને એક ચિત્તે સાંભળ્યા બાદ—સમજ્યા બાદ સાધકની કઇ મનોદશા રહે છે?

અર્જુને જે એકરાર કર્યો છે તેજ ગીતા શ્રવણનું—ગીતાદર્શનનું ફળ છે. અર્જુનનો એકરાર છે કે "હે ભગવન્! આપની કૃપાથી મારો મોહ નષ્ટ થયો છે, મને સત્યજ્ઞાન લાધ્યું છે. હું સન્દેહહીન થયો છું. હું ઊઠયો છું. આપનું વચન હું કરીશ" જે કોઇ ગીતાજીને સમજે તેના જીવનમાં આજ એકરાર હશે. ભગવાનના પ્રસાદથી મોહ મરે છે. જ્ઞાન લાધે છે. સંશય છેદાય છે. માણસનું ઉત્થાન થાય છે. ભગવાને કહેલાં કાર્ય કરવામાં તત્પર થાય છે, આટલું થવું એજ જીવનની મહાક્રાંતિ છે.

**પ્રશ્ન ૩૫ :** ગીતા સંવાદ અદ્‌ભુત રોમહર્ષણ, પરમગુહ્ય અને પુણ્ય છે—એ અંજલિ જ છે કે સાચું છે?

એ અંજલિ માત્ર નથી, આથી ફકત પ્રશંસાનાં વાકય નથી. ગીતાજી સાચે જ અદ્‌ભુત છે. રોમહર્ષણ છે. પરમગુહ્ય અને પુણ્ય છે. ગીતાજીનું અર્થાનુસંધાનપૂર્વક પારાયણ કરનારને, તેના અર્થને જીવનમાં આચારમાં

